# સોરઠી જવાહીર

[ સચિત્ર ]

લેખક

મનુભાઈ લ. જોધાણી



:: પ્રકાશક ::

ધી જનરલ બુક ડીપો.

બુ ક સે લ ર અ ને પ બ્લી શ ર

૧૧૬, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, ૨

કિંમત રૂ. ૨–૮–૦

# આભાર.

આ પુસ્તકના પ્રકાશન માટે અથાગ મહેનત લઈ, પોતાના કિંમતી સમયનો ભોગ આપી, પુસ્તકને વહેલું બહાર પાડવા જેણે મારા પ્રત્યેની મિત્ર તરીકેની ફરજ અદા કરી છે તે ભાઈ મહિપત સવઈલાલ પંડયાનો, આ તકે આભાર માની લઉ તો અસ્થાને નથી. !

૫ મી જુન, ૧૯૩૦
ગાંધી ૩. } પરમાણુંદ પીતાંબર.

# લેખકનું નીવેદન.

કાઠીઆવાડે અનેક રત્નો પેદા કર્યા છે, દિકરો જેમ પોતાનું કુળ દિપાવવા મરી ફીટે, એમ એ ગૌરવશાળી વિર ભૂમીને ઉજ્જવળ અને કિર્તીવંત બનાવવા અનેક નર નારીઓએ પોતાનો પ્રાણ અર્પી પોતાના નામ અમર કર્યા છે. અને માણસો એમનું નામ સાંભળી ગર્વ લે છે. સુકૃત્ય કરનારની વાતો જનતા રસપૂર્વક સાંભળે છે, એમ કાઠીઆવાડી નરરત્નોની વાતો ગામે ગામ ઘરના વૃદ્ધ માણસો પોતાના બાળ બચ્ચાઓને રસપૂર્વક કહી સંભળાવતા, અને એની સાક્ષી રૂપે ગામને પાદર ઉભેલા પાળીઆઓ સતીઓના પંજા અને બીજી અનેક નીશાનીઓ બતાવતા, આવી વાતો એ આપણો જુનો ઇતીહાસ છે.

અસલી નાણું છે એ આપણો અણમૂલો ખજાનો છે, વંશ પરંપરાથી વડિલોની મિલકત દિકરાઓને બાપ આપી જાય એમ આ બધી વાતોનો વારસો સાંભળવાનો આપણો હક્ક આપણને પુર્વજો આપતા આવ્યા છે. અને એ ખજાનો હજી સુધી જળવાઇ રહ્યો છે. ખજાનામાં અનેક જાતના રત્નો હોવાથી, જુદી જુદી જાતની વાતોના આ સંગ્રહને સોરઠી ઝવાહીર નામ આપ્યું છે.

ઝવાહીર તો કિંમતી નાણું છે અને આભૂષણ પણ છે આ આભૂષણને કયાં પહેરવું એ એની યોગ્યતા ઉપર છે. તેથી આ ઝવાહીરનું આભૂષણ પણ વાચક જનતાને તેની યોગ્ય કદર કરવા સોંપું છું.

ઉષાની સાડી પછવાડેથી ડોકીયું કરતા બાળ રવિના કિરણોમાં કે સંતાઇ જવાની તૈયારીમાં દોડી જતા સાંજના નમતા સુર્યની આતાપનામા સોરઠના કોઇપણ ગામને પાદર ફરવા નીકળો તો અનેક જાતના પાળીઆઓ, ખાંભીઓ, પંજાઓ, અને દહેરીઓ, તમને આકર્ષશે, અને પોતાની શૌર્ય કથાઓની સાક્ષી મુંગા મુંગા પુરશે, એવી અનેક કથાઓ આ પાળીઆઓ સાચવી રહ્યા છે, એ મુંગી ભાષાને ઉકેલનાર એવી કથાઓનો સંગ્રહ જનસમાજ પાસે રજુ કરે

છે. અને એની સાક્ષી પેલા સાધનો મુંગા મુંગાં પણ પુરે છે, સોરઠના ઘણાં રત્નો લડાઇ, ધીંગાણા કે મારામારીને પ્રસંગે મર્યા પછી પણ ધડ લડતાં એવા શૌર્ય દાખવતા એજ શૌર્ય હજુએ એમના પાળીઆઓ સેંકડો વર્ષ વિત્યા છતાંય હજી આપણી દષ્ટિએ જાણે આ બધું આજેજ બન્યું હોય એમ આપણુને તાદશ્ય બતાવ છે.

જર જમીનને જોરૂ એ ત્રણ કજીઆના ભેરૂ એ કહેવત મુજબ સહુ કોઇ લડે પણ કાઠીઆવાડી રત્નોના શૌર્ય તો જુદા પ્રકારના છે. એમણે પોતાના માથાં પૈસાના લોભ કે બળાત્કાર કરવામાં નથી આપ્યા, પણ પોતાના દેશના રક્ષણાર્થે, પોતાના કુંટબના ગૌરવ અર્થે, પોતાની માતા ભગીનીઓની આબરૂ અર્થે, મિત્રો કે અજાણ્યાઓની સહાર્થે, નીતીના પાણી અર્થે આપ્યા છે. તેમજ સ્ત્રી વર્ગ પણ પોતાના બાપદાદાના કુળની મર્યાદા, અને પોતાનાં શિયળ સાચવવા પોતાનો પ્રાણ અર્પ્યાના અનેક દાખલાઓથી કાઠીઆવાડ ગૌરવ વંતું છે.

બુદ્ધિ વગરનું એકલું શૌર્ય નકામું છે, શૌર્ય અને બુદ્ધિ બંને હોય તોજ શોભે. એકલું સૌંદર્ય કે એકલો શણગાર કરતાં બંનેની એકત્રતાને લીધે વ્યકિત અદ્‌ભૂત પ્રભાવ પાડે છે, એમ શૌર્ય કથાઓ સાથે બુદ્ધિ કથાઓના પણ કાઠીઆવાડી માણસો પાસે ખજાના ભર્યા છે. એ વૃદ્ધ મા દરરોજ સાંજે એવી વાતો પોતાના પુત્ર પુત્રીઓને કરે છે શૌર્ય અને બુદ્ધિ કથાઓ સાંભળી ભવિષ્યની પ્રજા પોતાના જીવનનું ઘડતર ઘડે છે; એમ વડીલો માનતા અને તેથીજ બંને પ્રકારની વાતો કહેવાનો પ્રચાર કાઠીઆવાડના ઘરે ઘરમાં દેખાય છે, અને તેથીજ આ મૌખીક વાતો હજુ સુધી જળવાઇ રહી છે.

આ પુસ્તક પ્રસિદ્ધીમાં પોતાના કિંમતી સમયનો ભોગ આપી મારા માટે અથાગ શ્રમ લીધો છે, વારંવાર ઘટતી સલાહો આપી છે, એ મારા મિત્રોમાંથી ભાઇ મહિપત પંડયાનો રૂણી છું.

બરવાળા (ઘેલાશાના) } મનુભાઇ જોધાણી.
તા. ૧-૩-૩૦

# અર્પણ

---

જે

કાઠીઆવાડી

રત્નોએ પોતાના

દેશ, કુળ, અને નીતીના

પાલન અર્થે પોતાના માથા

આપી અમર નામના મેળવી છે, જે

સૌરાષ્ટ્રનું નાક છે જેનાથી સૌરાષ્ટ્ર

અને સોરઠીઓ ગૌરવવંત છે એ આ

ઝવાહીરમાંના અણમૂલા રત્નોના અમર

આત્માને એમની આ સ્મરણ કથાઓનું

પુસ્તક સહર્ષ અર્પણ કરૂં છું.

મનુભાઇ જોધાણી

# અનુક્રમણીકા.





# સોરઠી ઝવાહીર.

## અનુભવનો નીતાર

"બાપુ ! વાણીઆ મગનું નામ ન પાડે !" નમતા સૂર્યના શિથિલ કીરણો ઝાંખા પડતા જતા હતા તેવે વખતે બે ઘોડાની ગાડીમાં બે પુરૂષો બેસીને ફરવા જતા હતા. એક યુવાન અને બીજો વૃદ્ધ હતો. એક રાજા અને બીજો દિવાન હતો. રાજાની આંખોમાં યુવાનોની ચપળતા હતી દિવાનની ચક્ષુઓમાંથી અનુભવનું તેજ નીતરતું.

"અરે, એવું તે હોય........" યુવાન નૃપતિ દિવાન સામે જોઈ હસ્યો.

" ન માનો તો કરી જૂઓ. " નિખાલસ દિવાન વાતને દાબતો બોલ્યો.

પણ રાજા લીધી લત ન છોડે. એણે લંબાવ્યું. " અને તમે ખોટા પડશો તો ? "

" મારૂં માથું અને તમારૂ ખોટું પડે તો એક ગામ. " રાજા સામે જોઇ દિવાને માથું આગળ કર્યું.

" કબુલ. " અને રાજા હસી પડયો. એને દિવાનના ડહાપણ કરતાં પોતાનું જ્ઞાન વધુ લાગતું. એ એનામાં દંભ

હતો. કબુલાત થઈ ને તરતજ ઘોડાગાડી સીધી તળાવના આરે હંકાઇ.

રસ્તામાં, ઢીંચણ ઉપર વટની ધોતલી પહેરી માથે ઉઘાડો હાથમાં લોટો લઇને એક ચોદક વર્ષનો છોકરો ચાલ્યો આવતો હતો. એના સ્નાયુબદ્ધ હાથ લોખંડી હતા. એના ચ્હેરા ઉપર શ્રમ દેખાતો.

રાજાએ એને પાસે બોલાવી પૂછ્યું, "કોનો છોકરો છું.?"

સ્હેજ ડરતો એ બોલ્યો "બાપુ! સુથાર છું."

"ક્યાં નાહ્યો ?"

"પેલા બાંધેલા આરે." છેટે દેખાતો આરો એણે આંગળી વતી ચીંધ્યો.

"ઠીક જા."

તે ગાડી આગળ વધી.

લાલ મુગટો પહેરી ખભે ન્હાનકડું પોતીયું મૂકી સોળેક વર્ષનો એક છોકરો ચાલ્યો આવતો હતો, એની ડોકમાં જનોઇ અને ખભે શીખા જોઈ. એના ઘરેણા વિનાનું અંગ એની વિદ્વતા રૂપી અલંકારથી ઉઠ્યું હતું. એના દેખાવે એ ઓળખાઇ જતો છતાંય દિવાને એને બોલાવી પૂછ્યું.

"છોકરા અહીં આવ."

"બાપુ! આશિર્વાદ!" કહેતો એ છોકરો ગાડી નજીક આવ્યો. એના ચ્હેરા ઉપર ગભરાટ ન હતો, નરી નીખાલસતા તરવરતી.

" કોના દિકરા ? '

" કામેશ્વર પંડિતનો. "

" ક્યાં ન્હાહ્યા. ? "

" બાંધેલા આરા પાસે. બાપુ ! આપે તો ગામને સુખ કરી આપ્યું છે. પ્રભુ આપનું કલ્યાણ કરે " બે હાથ ઉંચા કરી એણે આશિર્વાદ આપ્યો ને ગાડી ચાલી જતાં ઘેર તરફ વળ્યો.

થોડે ગાડી ગઇ ને સામે એક યુવાન છોકરો મળ્યો. એના પગની પાની સુધી લફ્ડફ્ડત થતા ધોતીયા ઉપર કેડે પહેરેલો કંદોરો સ્પષ્ટ દેખાતો બાવડે કડુ ને આંગળીએ વીંટી પહેરેલો એ યુવાન બુદ્ધિએ તેજ હોય એમ દેખાતું. મ્હો-તરફ નીરક્ષણ કરતો જતો એ આગળ ચાલ્યો આવતો હતો.

તેની નજર શાહી ગાડી તરફ ગઇ અને એ તરીને એક બાજુ ઉભો રહ્યો. નીચા નમી લળી લળી સલામ કરી-ને સામું જોઈ રહ્યો.

" બાપુ, પેલો........" દિવાને આંગળી ચીંધી.

ને રાજાએ એને ઈશારતથી બોલાવ્યો " અહીં આવ. "

ડરતો, લપાતો ધીમે ધીમે ગાડી આગળ આવ્યો.

" કોનો છોકરો છું ? "

" જી....! બાપુ........! હું........ "

" તમે કોના દિકરા ? '

એ ભડકયો. રાજાને કેમ પૂછવું પડયું. એણે જવાબ દેવામાં ગલ્લાં તલ્લાં કરવા માંડયાં.

" શેઠનો ?......."

" કયા શેઠ ? "

" એ....પેલા....બજારે. બેસે એ....! " ધ્રૂજતો એ એટલું માંડમાંડ બોલ્યો.

જેમ જેમ એ વાતને ગુંગળાવતો તેમ તેમ રાજાની જીજ્ઞાસા વધતી જતી. એને પોતાનુ માન ભંગ થતું લાગ્યું, એમણે વાત ફેરવીને પૂછયું.

" કયાં નાહ્યા ? "

અરે એટલા માટેજ પૂછતા લાગે છે. પણ મને શી ખબર. 'નાવાની બંધી હશે. એટલે પૂછતા હશે. એમ વિચારી એણે વાણીયા વિદ્યા શરૂ કરી.

" હેં....હેં....હેં....બાપુ ! એ હું શું જાણું ? " કાલું કાલું એ બોલવા લાગ્યો.

" ત્યારે કોણ જાણે ? "

" એતો મારા બાપા જાણે. .'

" એલા, ન્હાયો તું અને એ વાત તારા બાપા જાણે, એ કેમ બને ? "

" હા, બાપુ. એતો હું શું જાણું ? હુંતો છોકરૂં છું. બધી વાત મારા બાપા જાણે. " કહી એ કાલું કાલું બોલી સામુ જોઈ રહ્યો.

રાજાએ જોયું કે આ નામ નહિ પાડે, એ કંટાળી ગયા. દિવાન સામે જોયું ને સ્હેજ હસ્યા. દિવાનના અંતઃ-કરણમાં વિજયનો આનંદ હતો છતાંય ચ્હેરા ઉપર એના ભાવો એમણે આવવા દીધા નહિ. શાન્ત, ગંભિર બની એ તો જોઇજ રહ્યા. ને ગાડી આગળ ચાલી ગઇ.

(૨)

" બાપુ ! આજ તો ભારે થઇ." હસતો હસતો છોકરો એના બાપ પાસે લાડ કરવા લાગ્યો.

" વળી શું થયું ? "

" આજ તો રાજાએ મને બોલાવ્યો."

" તને ! શું કામ ? " હેબતાઇ જતો શેઠ ભડકયો.

" મને પૂછયું કે તું કયાં નાહ્યો.

" પછી ? " એની આંખોમાં જીજ્ઞાસા સ્પષ્ટ હતી. એના હૃદયમાં ગુંગળાટ થવા લાગ્યો.

" હું કાંઈ એમ નામ પાડું ખરો ! " સગર્વ એણે છાતી બહાર કાઢીને મૂછે હાથ ફેરવ્યો

ને બાપ હસી પડયો. બાપ કરતાં દિકરો સવાયો નીવડવાની આગાહી એને દેખાઇ. બીજાની પાસે નીચાઈ કે હાર સહન નહિ કરનાર બાપ કે શિક્ષક પોતાના પુત્ર કે વિદ્યાર્થી પાસે પરાજીત થવામાં ગર્વ માને છે એમ શેઠને પોતાની બુદ્ધિ કરતાં દીકરાની બુદ્ધિ ફળદ્રુપ જોઈ ગર્વ થયો.

" તેં શું કહ્યું ? "

મેં કહ્યું કે " એ હું શું જાણું ? મારો બાપ જાણે ! " ને વિચિત્ર ચાળા કરી એ હસ્યો.

બાપ સ્થિર–શાંત બની ગયો. એણે એનું મૂળ વિચાર્યું. કાંઇક ભયની આગાહી લાગી ને ધંધે વળગ્યો. નામું માંડી, દુકાન બંધ કરી મોડી રાતે ઘેર આવેલો શેઠ હિસાબ

ગણુવા લાગ્યો એને ઉંઘ આવી નહિ. આખી રાત એણે અનેક તરંગ માળાઓ ફેરવી. પણ મેર આવ્યોજ નહિ.

બીજે દિવસે રાજદરબારે શેઠને તેડયું થયું. શેઠના હાજા ગગડી ગયા. ઉભા થાય ત્યાં કાછડી ઢીલી થઇગઇ. મહા મુશીબતે ફેંટો બાંધ્યો ને સીપાઈ પછવાડે પછવાડે એ દરબારમાં ગયા.

ને દૂર....દૂર....છેટે....સહુના પગરખાં હતાં ત્યાં બેસી ગયા.

દરબાર પાસે જઇ સિપાઇએ સલામ કરી ને શેઠને બતાવ્યા.

“ શેઠ, અહીં આવો. ” દિવાને શેઠને પોતાની નજીક બોલાવ્યા.

નમતો, લળતો એ ધીમે પગલે આગળ આવ્યો.
“ દગલબાજ દોઢા નમે, ચીત્તા ચોર કમાન.

“ શેઠ, તમારો દિકરો કાલે ક્યાં ન્હાયો ? ”

“ હેં....હેં....બાપુ....મારો દિકરો....મારો....? ”

“ હા. હા. તમારો. ”

“ કે’દી ? ”

“ કાલે સાંજે. ”

“ તે એ જાણે. હું શું જાણું ? ”

“ પણ એતો કહેતો હતો કે મારો બાપ જાણે ! ”

“ હા. હા. હા........પણ એતો કાલ ગયું. આજ ક્યાંથી ખબર પડે ? ”

રાજા દિવાન સામે જોઈ હસ્યા. ” પણ દિકરાની વાત તમે ક્યાંથી જાણો ? ” દિવાને શેઠને પૂછ્યું.

“ હા. હા. એતો હું ખાતાવહી રાખું છું. બધુંએ મને લખાવે છે. ” ડાકું ધૂણાવતા શેઠ બોલ્યા.

“ ત્યારે કાલ એણે શું લખાવ્યું છે ? ”

“ કાલ ? એની આજ શું ખબર પડે ? ”

“ પણ તમારા ચોપડામાં તો હશે ને ? ” ઉકળાઇ જતાં પાસે બેઠેલો કારકુન બોલ્યો.

“ કાલનો ચોપડો કાલે રાત્રે ઠેકાણે મૂકી દીધો આ-જનો ચોપડો છે........”

“ પણ જ્યાં હોય ત્યાં જૂઓને ! ”

“ એતો ભોંયરામાં નાખી દીધો. એમ જ્યાં ત્યાં ક્યાં ભેગા રહે ? ” શેઠે હાથ જોડયા.

“ ત્યારે શોધી કાઢો. ”

“ હા, બાપુ,........” કહી એણે હાથ જોડયા. ને પાછા પગલે વળી વળી નમન કરતો એ બહાર નીકળી ગયો.

રાજા તો ખડખડાટ હસી પડયા. “ શો વાણીઓ છે ? ”

પોતાનો પરાજય અને હાસ્ય મિશ્રિત લાગણીઓ હૃદયમાં થતી, તેનો અરીસા સ્વરૂપ ચ્હેરો ચાડી ખાતો હતો. અને બાહોશ, અનુભવિ, વૃદ્ધ અને વિચારવંત દિવાન એ બધું ઝીણી આંખે નીરખતો હતો.

શેઠ જેમ સાપ કાંચળી મૂકી નાસે એમ ત્યાંથી છૂટતાં એકદમ ઘર ભેગો થઇ ગયો. એનો ચ્હેરો ચીંતાથી વૃદ્ધ

બની ગયો હતો. પ્રૌઢ શેઠ અકાળે વૃદ્ધત્વ ભોગવી રહ્યો હતો. મનોવ્યથા સહન કરતો એ ભાવિ આગાહીનો મદાર બાંધી રહ્યો હતો.

પડછાયામાંથી મનુષ્ય સરજતો આ શેઠ અનેક સંકલ્પ વિકલ્પો ઘડતો નકામી વસ્તુના પરિણામમાં ખૂબજ સમસમી રહ્યો હતો. વિચાર શિલ મનુષ્યોનું હૃદય ખૂબજ શંકા શીલ હોય છે અને એ શંકાઓ એનું લોહી ડાકીની પેઠે હંમેશાં ચૂશ્યાજ કરે છે. શંકા રૂપી કીડો એનું કાળજું હંમેશાં ફોલી ખાય છે તે ચીંતા શરીરનું દહન કરે છે. શેઠ તો બે દિવસમાં સૂકાઇને સલો બની ગયા.

( ૩ )

“ **ઓ....મારા....બાપલીયા**! ગજબ કરી નાખ્યો રે ................” કરતો શેઠ દરબાર ગઢના દરવાજે આવી તડેડી તડેડીને પોક મૂકી રડતો રડતો બેઠો.

સાથે આવેલા માણસો એને છાનો રાખવા પ્રયત્ન કરતા પણ એ છાનો રહેજ નહિ. વગર પૈસાનો તમાસો જોવા માણસોનું ટોળું થયું. ભયંકર કોલાહલ મચી રહ્યો ને પહેરા ઉપર ઉભેલો સિપાઇ સહુને વીખેરવા મીથ્યા પ્રયત્ન કરતો પણ ઉભરાને દાબવા જતાં વધારે જોરથી ઉછળે એમ માણસોને વીખેરવા જતાં. અનેક માણસો વધવા લાગ્યા.

સિપાઈ થાકીને પેલા શેઠને ધક્કા મારવા લાગ્યો પણ એતો ખસેજ કેમ ? આ બૂમરાણ દરબારમાં સંભળાયું અને રાજાએ પૂછાવ્યું “ કોણ છે એ ? ”

" બાપુ, પેલો શેઠ " કહી સીપાઈએ હાથ જોડયા.

રાજા હસી પડયા. " વળી એ શું આદર્યું છે ? આવા વાણીઆ તો તોબા ! "

એને અંદર લાવવાનું કહી રાજાએ દિવાનને તેડાવ્યા ને શેઠને પૂછ્યું.

" શેઠ ? "

" જી....ગજબ....થઇ....ગયો....રે...." કહી એણે તો પાછુ શરૂ કરી દીધું. સાથે આવેલા બીજા શેઠીઆઓ શેઠના દુઃખે દુઃખી બની ઓછા ઓછા થઇ જતા હોય એમ એમના ચ્હેરા ઉપર ગ્લાની અને દુઃખ દેખાડતા.

" પણ છે શું "

" મારૂં સત્યાનાશ....વળી ગયું. રે......."

" પણ થયું શું ? " કંટાળી જઇ દિવાન બોલ્યા.

" બધું....બળી....ગયું.....રે........'

" એમાં અમે શું કરીએ ? "

" બાપુ ! પેલો ચોપડો ગોતવા જતાં બધું બળી ગયું " સાથે આવેલામાંથી એકે વકીલાત કરી.

શેઠની વાત સાંભળી રાજાના કાન ચમકયા. ચોપડો હાજર કરવાનું યાદ આવ્યું અને શેઠની આ બાજી સમજી જઇ મનમાં ખુબ હશ્યા.

" શેનો ચોપડો ? " દિવાને અજાણ્યા થઇ પૂછ્યું.

શાંત થતો શેઠ મ્હોં લુછી હીબકા ભરતો બેઠો. થોડો વિસામો ખાઇ એ બોલ્યો. " બાપુ, આપના કહેવા મુજબ

આખી રાત ચોપડાના પાના ફેંદયા. મીણુબત્તી બળતી મૂકી હતી તેવામાં બીલાડી આવીને કુદવા જતાં મીણુબત્તી પડી ગઈ. કાગળને વાર શી ? બધુંય બળી....ગ....યું....રે ......." શેઠે શરૂ કર્યું.

" ઠીક જાવ ત્યારે. બીજુ શું થાય તમારો એ ગુન્હો માફ " દિવાને શેઠને વિદાય કરવા માંડયો.

શેઠ એમ કેમ ખસે ! પત્થર ધૂળ સાથે ન લે'તો એ વાણીઓ શેનો ! એણે તો હાથ ઉપર આવ્યો જાણ્યો. જૂંવા પેઠે એ ચોંટયો.

" બાપુ....હું....શું—ખાઇશ રે......."

રાજા વિચારમાં પડી ગયા. 'લપ વળગી. હવે શું થાય !'

એમણે દિવાન સામે જોયું ને એ ગુચ ઉકેલવાની આજીજી એ આંખોમાં સ્પષ્ટ દેખાઈ. વૃદ્ધ દિવાન સમજી ગયા અને એમણે શેઠને દિલાસો આપ્યો. રળી ખાવા પાંસસો રૂપીઆ આપ્યા અને વિદાય કર્યો.

રાજા તો કાનની બૂટ પકડી ગયો. " દિવાનજી ! આ વાણીયા તો બહુ ખરાબ ! "

" બાપુ ! એનું નામ લેવામાં દંડ દેવો પડે. "

ને રાજા દિવાનની આંખમાં ઉડતું તેજ જોઇ શરમાયા.

" બાપુ ! મારૂં ઈનામ ! "

ને રાજા હસી પડયા " શેઠ ! તમારૂં ઇનામ તમારે હાથેજ લઈ લ્યો. તમારા જેવા વૃદ્ધ અને અનુભવિ દિવાનો રાજ્યનું નાક છે. "

"........ને એવા વાણીઆ વગર તો રાવણનું રાજ્ય ગયું હતું !"

રાજા ચમક્યો. "દિવાનજી તમે........!"

"હા. હું પણ વાણીઓ છું."

રાજા શરમાઇ ગયા. એમના મોઢા ઉપર પરાજયની ખીન્નતા અને અનુભવિ દિવાન હોવાનો ગર્વ એક બીજામાં ભળી જઈ વાદળાથી છવાયેલા કાળા ભમ્મર જેવા આકારની અંદર પચરંગી મેઘ ધનુષ્ય જેવા દેખાતાં હતાં. ને વૃદ્ધ દિવાનના કરચલી પડેલા મોઢા ઉપર વિજયનો નશો અને બુદ્ધિના ગર્વની લાલી તરવરતી હતી વૃદ્ધ દિવાન કોઈ યુવાન યોદ્ધા જેવો ગર્વિષ્ટ હતો. અને એની આંખો જાણે છૂપું છૂપું કહેતી કે "સત્તા કરતાં બુદ્ધિ બળવાન છે."

*

# સુરો માલો

ફુડકડતી નેનકલાકની સુરવાળ, કાંડા ઉપર થોકે થોકે પડે એવી કરચલીઓ વાળી તસ તસતી બંડી અને માથે મોટું ફીંડલ બાંધેલું હોય, ભેટે પછેડી અને પગમાં ખડા ઉપાડ ફૂદડીઓવાળા દેશી જોડા હોય, હાથમાં મોટી કડીઆળી ડાંગ હોય ત્યારે સૂરો માલો બજારમાં માંથાના ઓડીઆં ઓળી નીકળતો ત્યારે ગામના બધા માણુસો એના સામે જોઇ રહેતા.

એવો પહેરવેશ અને પરાક્રમી પુરૂષોની સાથે સરસાકરે એમ હોવાથી માણુસો એને પુરૂષ ધારતા પણ દાઢી મૂછ વગરનો પુરૂષ જોયો છે ? સ્ત્રી હોવા છતાંય એ પુરૂષ હતો. મરદ હતો.

સુરો માલો એનુ નામ. જ્ઞાતિએ કાઠી. એના માબાપને એ વ્હાલી દીકરી બાળપણામાં પગલાં માંડયાં ત્યારથીજ પુરૂષ વેશમાં રહે. લાડઘેલી દીકરી દીકરાને ઠેકાણે ઉછરીને મોટી થઇ. એનામાં પુરૂષના બધા લક્ષણો ઉતર્યા. પુરૂષ ઘડતાં પ્રભુએ સ્ત્રી એને સરજેલી.

મોટી થઇ એણે બાળપણ તજ્યાં, યૂવાનીના આરે પગ માંડતાં એનાં અંગે અંગ વિકસ્યા. ગાત્રો ફૂલ્યા અને વંસતના વાયરા એને લાગ્યા. પણ પુરૂષત્વનો સ્વાંગ તજી નારીલતાના દેહને સ્ત્રીઓને શોભતાં વસ્ત્ર પહેરાવતાં એને

શરમ લાગી. કૌમારના કોડ એણે ઉગતા દાબ્યા અને પુરૂષ-પણાનું અભિમાન જેના અંગે અંગમાં ઉભરાતું હતું એને એ તજતાં હૈયું વલોવાઇ જવા લાગ્યુ. લાગણી કરતાં અ-ભિમાને વિજય મેળવ્યો. એણે સ્ત્રી જીવન તજી પુરૂષપણાના કોડ લાગ્યા અને એ ભોગવવા–પુરૂષાર્થ માણવા એણે હામ ભીડી. આ જીવન બ્રહ્મચર્ય પાળી, બાપનો દીકરો થઇ રહીને એણે યુવાવસ્થાની શરૂઆત કરી.

માબાપ સૂરાને જોઇ સમસમી ઉઠતા. એનાં અંગોનો વિકાસ છૂપો ન રહ્યો. પણ દમનથી એ સકોચાવા લાગ્યાં ને માબાપને હૈયે હોળી સળગવા લાગી. દીકરીનો ગૃહસંસાર ભોગવ્યા વિના એળે જતું જીવન એમનાથી સહન થતું નહિ. બન્ને રાતભર એકાંતમાં હૈયું મોકળું મૂકી રડતા અને પથારીઓ ખારા આંસુડે ભીજવતા.

માબાપના અંગો ચીંતાથી ગળવા લાગ્યા. માબાપનો સ્નેહ ! પુત્રીના દુ:ખે દુ:ખી થાય છે એમ સૂરબાઈ જોતી પણ એ શું કહી શકે ? માએ એક દિવસ સજળ આંખે સૂરબાઈ પાસે આવી કહ્યું. “ બેટા ! તારા સગપણ માટે માગાં આવ્યે જાય છે. ના કહીને અમારા હોઠ સૂકાયા ને જીભ થાકી ગઈ. તું કંઇ હવે વિચાર કરતો સારૂં આ લુ-ગડાં ઉતારને તારો વેશ પહેરતો ઠીક. ” ને માની આખ-માંથી આંસુની ધાર થઇ.

માના વલોવાઈ જતાં હૈયા પાસે દીકરીનું વાત્સલ્ય ભીનું હૈયું કહી મુંગું રહે ! સૂરબાની આંખમાંથી બે મોતી-ડાં સરીખાં નાનકડાં અશ્રુઓ સર્યા ન સર્યા ને એણે આડું

જોઇ મ્હોં લુછી નાખ્યું. પણ પોતાના ઓસરી જતાં પુરૂ-ષાર્થે એને ઉન્મત બનાવી એણે સંયમ કેળવ્યો અને કરડું મુખ કરીને જવાબ આપ્યો.

" આઇ ! આ જીંદગી તો કુંવારીજ ગાળવી છે. " ને એણે નીચું જોયુ !

" ગગી ! બેટા ! સ્રી કયાંઈ જીંદગીભર કુવારી રહી શકે ? "

" કેમ ન રહી શકે ? શું એ કાંઇ બીજાના જોરે જીવવા જન્મેલી વસ્તુ છે ? "

" બેટા દીકરી એ દીકરી. ને દીકરો એ દીકરો અ-જવાળી તોય રાત. દીવસ ઓછો જ ! "

ધૂંધળા દિવસ કરતાં અજવાળી રાત સારી. આઈ ! મને મારા દેહ કરતાં વડવાની લાજ વધુ વ્હાલી છે. મારી ફીકર ન કરશો. દિકરી કુંવારી રહી ન જોઈ હોય તો જો-જો. મારે એ કરી બતાવવું છે. " કહી એ ઉઠી ઓરડાની બહાર નીકળી ગઇ. આઇ એની પાછળ જોઈ રહ્યાં ને બો-લ્યાં " પ્રભુએ આને બદલે દીકરો દીધો હોત ! તો પૌત્ર –પૌત્રીનો લ્હાવો તો લેત ! " અને ઓરડાના શાન્ત વાતા વરણમાં એ શબ્દો વિહિન થઇ ગયાં.

સૂરાએ આ જીવનં બ્રહ્મચર્ય સેવ્યાં. એકાકી જીવનમાં એ રસ લેતી થઈ ગઈ. એની આંખમાં ચમકતું પવિત્ર તેજ, કપાળમાં નીકળેલું બ્રહ્મચર્યનુ ઓજસ અને આખા શરીરમાં ઉભરાયેલું શૂરાતન તથા કેળવાયલા સ્નાયુયોથી

થયેલું માંસલ શરીર, એની મારણુકી લીંબુની ફાડ જેવી આંખો અને કરેડા ચ્હેરાથી એ સહુ કોઇ ઉપર પ્રતિભા પાડતી અને કાયરને ડારતી. હલકી વૃત્તિના નપુશકો એની પાસે તો શું પણ એની સામે જોવાને પણ કદીએ હિંમત કરતા નહિ. એને જોતાંજ તેમની તાકાત સરી પડતી.

આ જીવનને તીરસ્કારી પુરૂષ વેશે ફરતી સૂરાબાઇને સહુ સૂરોમાલો કહેતું. એ હંમેશાં ખેતરે રખોપે જતી, ને આખી રાત સીમમાં આંટો દઈ સવારે ઘેર આવતી. આસપાસમાં એની ખ્યાતિ પ્રસરી હતી અને કેટલાકે તો એના શૂરવીર હાથથી હાર પામી અનુભવ પણ લીધેલો એટલે કોઇ એ બાજુ ફરકી શકતું નહિ. ભલભલા મહારથીઓને એ એકજ ડાંગે પૂરા કરી નાખતી.

દિવસે એ ડાયરામાં બેસતી. અફીણ ઘુંટતી અને શૂરવીર પુરૂષો સાથે બેસી શૂરાતનની વાતો સાંભળતી કે કહેતી. ન્હાનપણથીજ એનામાં એ સંસ્કારો પોષાયા હતા અને યોગ્ય ઉમરે આબાદ ખીલી નીકળ્યા હતા. એ ડાયરે બેસતી ત્યારે ભલભલા પુરૂષો પણ શરમાઈ જતા.

(૨)

બપોર જામ્યા ને અગ્ની વરસવા માંડી. ચારે બાજુ લૂ વ્હાવાથી માણસો ઓરડે સંતાયાં. અને ડાયરો વીખરાયો. સૂરો માલો ઉઠી બપોરો કરવા રોંઢા ટાણે ઘેર આવ્યા. પુરૂષની પેઠે ચાકળે બેસી એણે ભાણું મંગાવ્યું ને રોટલોને દહીં ખાઇને હાથમાં પાણી લઈ ચળુ કરવા જાય ત્ય

ગામનો મુખી અને પગી, પાછળ બેલીફ અને વાણીઓ આવતા દેખાયા.

એના હાથમાં પાણી એમનું એમ રહ્યું કાંઇ સમજી શકી નહિ તેથી તાકી રહી. બધા ડેલીએ બેઠા. સૂરબાઇએ હાથ ધોઇ ચળુ કર્યું ને પાણીથી ખોંખારો ખાધો.

વાણીઓ ધારતો કે આજે કાઠી ઘેર નથી. અને સૂરો માલો તો બાઈ માણસ. એ શું કરે ! તરતજ બધું કાઢી નાખશે અને ઉપાડી જઇશું. આ વાત એણે બેલીફને કરેલી. પણ સૂરામાલાને બેલીફે શેઠને પાસે બોલાવી કહ્યું " કાઠી તો ઘરે દેખાય છે."

" ના, ના. નથી." શેઠે ડોકું ધૂણાવી જવાબ આપ્યો.

" ત્યારે આ ઓસરીમાં કોણ બેઠું છે."

" એતો એની દીકરી છે."

" દીકરી ?" અને બેલીફ હસી પડયો. એ સમજ્યો દીકરો બાયલો હશે.

" હા. હા. એ સ્ત્રી છે."

" પણ લુગડાં તો પુરૂષનાં છે."

" હા. એજ સૂરો માલો. નામ સાંભળ્યું છે ને ?"

" આ ! બેલીફ જોઇ રહ્યો.

ત્યાંતો સૂરો માલો ડેલીએ આવીને બેઠો. અને ધીમેથી મૂખીને પૂછયું. " કેમ ભાઇ શું....?"

" જપ્તી" કહી બેલીફે કાગળીઆ કાઢયા

“ જપ્તી શેની ? ” સૂરબાઇના મોઢા ઉપર તાંબાં વર્ણો લાલ રંગ છવાયો.

“ તમારા બાપુ પાસે આ વેઠના પૈસા લેણા હતા. તમે આપતા ન હતા તેથી તેમણે દાવો બાંધ્યો ને સરકારે હુકમનામુ કરી દીધું. તે જપ્તી કરીને બધું વસુલ કરવું પડશે. ” બેલીફે જરા રોફ બતાવ્યો.

“ તે પૈસા દેશું સરામાં. ”

“ એવી તો કેટલીયે સરા આવીને ગઈ. કેદી પૈસા દેવા અવતર્યા છો ! ” વાણીઓ તાડુકયો.

ને સૂરબાઇ એના સામે જોઈ રહી. એની આંખમાંથી અમી ઉડી ગયું ને બાઇ એને કાળ જેવી લાગી. વાણીઓ જરા ડરીને આઘો ખસ્યો.

“ બાઇયુંની આબરૂ ઉપર હાથ નાખવા આવ્યા છો ? મરદ જેવા મરદ થઇને આ ધંધો સૂઝયો ? ” લીંબુની ફાડ જેવી આંખો લાલ લાલ કંકુવર્ણી અગ્ની ખેરવતી મુખી સામે ચ્હોંટી રહી.

“ હવે જાને લબાચાવાળી ! ” મુસલમાન બેલીફે સૂરબાઇને તરછોડી.

પણ એનું તેજ એનાથી જીરવાતું ન હતું, એના મનમાં બ્હીક પેસી ગઈ હતી એને એ સ્ત્રી તરીકે ઓળખી–જાણી શકયો. પણ સામાન્ય સ્ત્રી કરતાં કાંઈક વધુ એ એનામાં જોઇ રહ્યો હતો.

સૂરબાઇથી આ અપમાન સહન થયું નહિ. એ ઉઠી ઓસરીએ ગઈ, પાછળ બધાનું ધ્યાન એની તરફ ખેંચાઇ રહ્યું હતું. સૂરબાઇએ ઓસરીએ ચડી કડીઆળી લાકડી લીધી ને ભીંતે લટકતી કાળજીભી તલવારને મ્યાનમાંથી છંડવી એ નીચે ઉતરી. જાણે કોઈ રણચંડી ભક્ષણ કરવા તત્પર થઇ ભયંકર જ્વાળાઓ વષોવતી ઉતરી પડી.

એની પવિત્રતાનું તેજ, એના બ્રહ્મચર્યનું ઓજસ એના શૂરાતનની પ્રતિભા એ બધું આ કાયર પુરૂષોથી સહન કેમ થાય ? કાળ જીભી જોતાંજ વાણીયાની કાછડી છૂટી ગઇ. બેલીફ, મુખી અને પગી પાછા હઠી ડેલી બહાર નીકળી ગયા. અને બહાર નીકળતાં ડેલીની બારીની સાંકડી ચડાવી હડી કાઢીને નાઠા.

જમી જમીને ઠેકાણે રહી. અને ફરી વખત પણ એને સામેથી આવતી જૂએ તો બીજે રસ્તે વળી જતા કે સંતાતા ફરતા. એવી તો એમના કાળજામાં ફડક પેસી ગઈ હતી.

આવા આવા અનેક સાહસો ખેડી પોતાના શીયળનું રક્ષણ કરી પોતાનું સ્રીત્વ સાચવી માતૃત્વ અને સ્નેહાળ સ્રી હૃદયના ભોગે એણે પુરૂષપણાની ઉપાધીઓ ખેડીને લાંબુ આયુષ્ય ભોગવ્યું. અને એના સ્મરણની, પવિત્રતાની અને નિશ્ચહની પવિત્ર છાપ પાછળ મૂકી ગઇ. હજુએ ગામના માણસો સંભારે છે કે સૂરામાલાને એની માયે સુરબાઇ જણી જ ન હતી. એ તો એના બાપનો શૂરવીર દીકરો સૂરો માલો હતો.

*

# ૨૯

"બાપા.......તમારો જીવ કેમ મુંઝાય છે ?" ધરમચંદ શેઠની પથારી પાસે બેઠેલા તેમના પુત્ર નવલચંદે પૂછ્યું.

ધરમચંદ શેઠની જીભ લુવો વળવા લાગી. બોલી શકાયું નહિ. એમની અંત વેળા આવી ગઈ હતી. પણ જીવ જતો ન હતો. શેઠના હૃદયની વાસના હજુ સંસાર ઉપરથી વિદાય થતી ન હતી. એમના અંતરમાં ઉંડુંઉંડું દુઃખ થતું હતું. અને એ દુઃખના ચિન્હો શેઠના ચ્હેરા ઉપર દેખાતા. મૃત્યુને આરે ઉભેલા ડોસાનો ચ્હેરો બીહામણો બની ગયો હતો.

નવલચંદ એ ધરમચંદ શેઠનો એકનો એક દીકરો, જીંદગીને ઉતરતે આરે શેઠની અમાપ લક્ષ્મીને ભોગવનાર પુત્ર જન્મેલો. રૂપરૂપનો અવતાર, ભવ્ય લલાટ ને ચકચકીત આંખો સહુ ઉપર પ્રતિભા પાડતાં. પણ ખોટનો દીકરો એટલે લાડકોડમાં ખૂબજ ઉછરેલો. નોકરોના હાથે ઉછરેલો એ શેઠપુત્ર સ્વચ્છંદી થયો હતો. યુવાન થતાં થતાં તો એણે હદ ઓળંગી, શેઠનો જીવ બળીને ખાખ થઇ ગયો. એ અંતરપીડા એમને સોષતી અને અંતે શેઠ મૃત્યુ પથારીએ પડયા. કાળ ભરાયો ને શેઠની નાડો તુટવા લાગી. પણ વાસના પુત્રમાં ભરાઇ રહી હતી. એમનો વિચાર પુત્રને

સુધારવાનો હતો. એમનું નામ બોળનાર કુળવૃદ્ધિ કરનાર પુત્ર કરતાં નિર્વંશ જવાનું શેઠને ખૂબ ગમતું. છતાંય સંસારની માયામાં લુપ્ત થયેલા એ શેઠને આવો વિચાર છેવટની ઘડીએ આવેલો એટલે એતો શ્મશાન વૈરાગ્યજ ગણાયને ! નવલચંદે પાસે પડેલ લોટામાંથી થોડું પાણી લઇ શેઠના મોઢામાં રેડયું. શોષાઈ જતો કંઠ જરા કુણો પડયો. જીભ વળી ને એ મહા મુશીબતે બોલી શકયા.

" તું............શેઠની આંખમાંથી અશ્રુ સરી પડયું.

મૃત્યુકાળે પોતાને માટે રડતા પિતાનું રૂદન હંમેશાં નહિ માનનાર નવલચંદને ખૂબ અસરકારક બન્યું. એનું હૈયું પિતૃસ્નેહમાં પીગળી ગયું. આંખોમાંથી ડળક ડળક આંસુ દડી પડયાં. બન્ને વચ્ચેનો વિચાર ભેદ વિલાઇ ગયો. ને ભયંકર વર્ષાદ પછી સ્વચ્છ બનેલા આકાશ જેવા નિર્મળ હૃદય ઉપર શેઠના શબ્દો ચ્હોંટી ગયા.

" બ........" શેઠે હાથની ઇશારતથી પાસે બોલાવ્યો.

" શું બાપા........! " કહી નવલચંદ જરા પાસે સર્યો. શેઠના મોઢા પાસે કાન ધર્યો ને એકચિત બન્યો.

" તું........તું........"

" બાપા ! હું ભૂલ્યો. તમને દૂભવ્યા. મને હવે સમજાયું. હવે કદીએ એવું નહિ કરૂં." બીજા હૃદય ઉચ્ચારાયેલા શબ્દો સુવર્ણ જેટલાં સત્ય હતાં. તેનું હૈયું વલોવાઇ જતું

હતું પણ શેઠને ખાત્રી ન થઇ. એમનું મન આટલી નીખાલસતા સમજી શક્યું નહિ. એમણે ડોકું ધૂણાવ્યું.
" ના..........."

" તમે કહો એમ કરૂં ત્યારે " બાપને પોતાની ખૂજ ન પડી સમજી એનું હૃદય દુભાવ્યું છતાંય એ ન દર્શાવતાં બાપના કહેવા ઉપર લક્ષ ધરીને ઉભો.

" કાં....ઈ....ક....ટે........"

" ટેક ?

" હા. " શેઠે હા કહી. ઇશારતથી. દીવાની હોલવાતી છેલ્લી જ્યોત પેઠે શેઠમાં નવું તેજ દેખાતું હતું.

" તમે કહો તે. પણ........"

શેઠ સમજી ગયા. આ બધો શ્મશાન વૈરાગ્ય છે. ઘડી પછી એની એ ઘટમાળ ચાલવાની. પણ શેઠ વિચારવંત અને અનુભવિ હતા. એમણે જોયું કે એ કાંઈજ પાળી શકશે નહિ. પણ મારો મિત્ર રામચંદ્ર પંડિત ડાહ્યો છે. માટે એને સોપું તો ઠીક એમ ધારી શેઠે નવલચંદને પાસે ખેંચી કહ્યું " રા....મ...........પંડિત........"

" હા. "

" એને હંમેશાં..........." શેઠની ઘડીઓ ભરાઈ ગઇ હતી. એ બોલી ન શક્યા પણ બે હાથ જોડી હાથથી ઇશારત કરી કે હંમેશાં એમનાં દર્શન કરજે. ને પછી મ્હોં આગળ હાથ લઇ જઇ ઈશારો કરી સમજાવ્યું કે જમજે.

દીકરે બાપને પગે હાથ મુકી 'હા' કહી.

ને શેઠનો દુઃભાતો આત્મા આનંદના સ્મીત હાસ્ય સહીત આ સંસારમાંથી ઉડી ગયો.

× × × ×

ભરબજારમાં જાહેર રસ્તા ઉપર આલેશાન હવેલીના આંગણામાં રામચંદ્ર પંડિત હંમેશ સવારમાં દાતણ કરવા બેસતા તે વખતે નવલચંદ્ર એ રસ્તે થઇને નીકળતો અને શેઠની હવેલીમાં મોઢું કરી એકદમ અદૃશ્ય થઈ જતો. દાતણ કરતાં પંડિતજીને એ ખબર રહેતી નહિ.

એક દિવસ એ બેઠા હતા તે વખતે નવલચંદ ડોકાયો ને પંડિતજીની પુત્રી ઉમા ઉભી હતી તેણે એને ડોકાઇને પાછો જતો જોયો. રૂપરૂપના અવતાર જેવી યુવાનીને આરે પગ માંડતી ઉમા ગુસ્સાથી બળી ઉઠી. એણે પંડિતને પૂછયું. "બાપુજી........"

પંડિતજી વિચારમાંથી ઝબકી ઉઠયા. દાતણ હાથમાં થીજી ગયું ને ઉમા સામે તાકી રહ્યા "શું ?"

ઉમાની આંખમાં ગુસ્સો અને ક્રોધનાં આંસુ હતાં.

પંડિતજીનું હૃદય વલોવાઈ ગયું. એ દુઃખી હૃદયે બોલ્યા. "શું છે ? બેટા !"

"પેલો બદમાસ અહીં કેમ આંટા ખાય છે ?"

"કોણ ?" ભ્રકુટી ચડાવી પંડિત ઉમા તરફ ફર્યા.

"તમારા ભાઇબંધનો છોકરો." કહી ઉમાએ ડુંઠવો મૂકયો.

"કોણ નવલચંદ ?" આશ્ચર્યમાં દુઃખી થતા પંડિત બોલ્યા.

"હા..........." ડુસ્કા ભરતી એ બેસી ગઈ.

"ભલેને જાય ! સરીયાન રસ્તો છે આખું ગામ આવે ને જાય. આપડે શું ?"

"અરે આતો ડોકાય છે. એમાં આપણી આબરૂ શી ?"

પંડિત વિચારમાં પડ્યા. નવલચંદ એટલે જુગારી, દારૂડીઓ, રંડીબાજ, જૂઠો, ખૂની, ચોર વગેરે લક્ષણોથી ભરપૂર. એનો પડછાયો પડેથી પાપિષ્ટ થઇ જવાય એવી માન્યતા વાળી ઉમા એના હંમેશનાં આગમન કેમ સહન કરી શકે ?

શેઠનો સંબંધ પંડિતજી સાથે ઘર જેવો હતો. પંડિતજી એને સુધારવા ઘણું મથ્યા હતા પણ કોઇનુંયે નવલચંદે ગણકાર્યું ન હતું. છતાંય પંડિતજીને એના પ્રત્યે પક્ષપાત તો હતો જ એટલે એ મૌન રહ્યા.

બીજે દિવસે વળી સવારમાં એ ડોકાયો ને પંડિતજીનું ધ્યાન ગયું. એમણે એને બૂમ મારી.

"નવલચંદ...........!"

"જી." કહી એ અંદર આવ્યો. ને સામે ઉભો.

દાતણ બાજૂએ મૂકી પંડિતજીએ કોગળા કર્યા ને મ્હોં ધોઈ પૂછયું. "નવલચંદ ! અહીં રોજ કેમ આંટા ખાય છે ?"

"....કાકા ! મારે પ્રતિજ્ઞા છે."

"તારે ! પ્રતિજ્ઞા !" પંડિત ખડખડ હસ્યા.

" હા. મ્હેં મારા પિતાના મૃત્યુ વખતે પ્રતિજ્ઞા કરી છે. " નીચું જોઈ નવલચંદ બોલ્યો.

" શી........?"

" તમારૂં મોઢું હંમેશાં જોયા પછી જ જમવું. "

" મારૂં ? મારા દર્શન ? "

" જી. હા. આપનુંજ. " મક્કમ શબ્દો બોલાયા.

પંડિત વિચારમાં પડી ગયા. હંમેશાં નવલચંદને ઘેર આવવા દેવો એ લોકલજ્જાને લઈને અશકય હતું. તેમજ તેની ટેક મુકાવવી એ પણ પાપ હતું. પંડિતજી મુશ્કેલીમાં પડયા. એમના કપાળ ઉપર ચીંતાની રેખાઓ પડી ને થોડી વારમાં મુક્ત હાસ્ય પ્રસર્યું.

" નવલ ! "

" જી. " ઝબકી ઉઠતો શેઠપુત્ર બોલ્યો.

" તારી ટેક પુરી થઈ ગઈ હવે તેને બદલે એક બીજી ટેક લે. "

નવલ મુંઝાયો. એક પાળું છું ત્યાં પાછી બીજી ઉભી. એ કેમ બનશે ? છતાંય એણે કમને કબુલ્યું.

" પાળીશ ? " " હા. "

" કાલથી અહીંઆ આવવું બંધ કરજે. તેને બદલે સાચું બોલજે. જીવજતાંય જુઠુ ન બોલીશ." શેઠ પુત્ર તાકી રહ્યો. "આમા શું ?" એ બબડયો ને પગે લાગી ઘેર ગયો.

બીજા દિવસથી શેઠપુત્રે પંડિતજીના દર્શને જવું બંધ કર્યું.

( ૨ )

અંધારી ઘમઘોરી રાત ને મેઘલી મંડાયેલી હાથેહાથ સૂઝે નહિ. આંખે અંધારાં આવે ને લાકડાનું ઠુંઠુય ભૂત જેવું ઉભુ લાગે એવી બીહામણી રાત્રે હાથમાં ખાતરીઓ લઇને ફૂટતી મોહરીનો એક યુવાન બજાર વચ્ચે થઇને રાજગઢ તરફ ચાલ્યો જતો હતો. આજુબાજુ થતો તમરાંઓનો ઝીણો ગણગણાટ કે અઘોર રાત્રીનો ભયંકર અંધકાર એને હીસાબમાં નહોતો. એતો પોતાના ધ્યેય ઉપર ચાલ્યો જતો હતો.

થોડે દૂર ગયો ત્યાં પોતાના જેવા જ બે મનુષ્યો ચાલ્યા આવતા હતા તેમણે એને ટપાર્યો. "કોણ?"

"ચોર."

"અત્યારે ક્યાં જાય છે?"

"ચોરી કરવા." ને એણે ચાલવા માંડયું.

પેલા જોઈ રહ્યા. પણ પૂછયા વગર રહેવાયું નહિ. એમણે ફરી પૂછયું. "કોનું ઘર મારવું છે?"

"ગરીબગરબાને નહિ રંજાડું. રાજદરબારે ક્યાં ટોટો છે. તીજોરી તર છે." કહી એતો કાંઇએ પરવા કર્યા વગર રાજગઢ તરફ ઉતાવળો ચાલ્યો ગયો.

બન્ને જણ એને જતો જોઈ રહ્યા ને શેઠપુત્ર અદૃશ્ય થયો એટલે નગરચર્ચાએ નીકળેલો રાજા પોતાના હજુરીઆ તરફ ફર્યો અને સામું જોઇ એક અટ્ટહાસ્ય કર્યું. "કોઇ મૂર્ખો દેખાય છે."

"તે વગર આવી વાત કોઈ કરે!" કહી હજુરીએ હાથ જોડયા.

બન્ને જણુ આગળ ચાલ્યા ગયા.

થોડો વખત વીત્યો ને બન્ને જણુ પાછા, રોન ફરીને પાછા વળ્યા. મધ્ય ચોકમાં કોઈ માણુસને આવતો સાંભળ્યો. પગલાના પડછંદા સ્પષ્ટ સંભળાતા હતા. બન્ને જણુ થંભી ગયા.

ને એક ઓળો પાસે થઇને જતો એમને ભાસ્યો. રાજાના મુખમાંથી નીકળી ગયું. "કોણુ?"

"હુ ચોર" સત્યની ટેક જાળવનાર શેઠપુત્ર કાંઈપણુ ગભરાટ વગર જેમ બાપ પાસે દીકરો વાતો કરે એમ વાતો કરવા લાગ્યો.

"જઈ આવ્યો?"

"હા. લાવ્યો."

"કોને માર્યો?

"રાજાને. વળી બીજે ક્યાં જાય? ભંડાર તોડયો છે."

"શું લાવ્યા?"

"રત્નના ચાર દાબડા ઉપાડયા છે." સગર્વ એણુે પેલા ચારે દાબડા રાજાને બતાવ્યા ને મલકાતો પોતાની શક્તિ ઉપર ખુશી થતો ઘર તરફ ઉતાવળે પગલે ચાલ્યો ગયો. છાણુનો કીડો છાણુમાંજ જીવે એમ અનેક દુર્લક્ષણોમાં સપડાયલો શેઠ પુત્ર એ વ્યસનો ત્યજી શકતો નહોતો.

શેઠના મૃત્યુબાદ બધી લક્ષ્મી નવલચંદે ઉડાવી દીધી. શેઠની મોટી હવેલી ખાલીખમ જેવી ખાવા ધાય એમ

દેખાતી. શેઠની પુત્રવધુ ખારા આંસુડે રડતી. પણ પરવશ પડેલો દુર્યોધની નવલ કાંઈ દરકાર કરતો નહિ. ખાવાનું ખૂટયું એટલે એણે ચોરી કરી. એણે એની શક્તિ ઉપર આંકીને આ કાર્ય કર્યું હતું.

રાજાએ એને ગાંડો માન્યો હતો અને તેથી કાંઇએ બોલ્યા વગર એની મૂર્ખાઈ ઉપર હસતા હસતા જઇને સૂઈ ગયા. 'ભસતા કુતરા ભાગ્યે કરડે' એમ માની ચોર માનવાની એના અંતઃકરણે સાફ ના પાડી હતી.

પ્રભાતની નોબત ગડગડે તે પહેલાં તો કોષાગાર પાસે બૂમે બૂમ થવા લાગી. ભંડાર લુંટાયો. ચોર! ચોર! ની બૂમો પડી તે ચોતરફ શોધખોળ થવા લાગી.

"બાપુ!..........." હજુરીએ હાથ જોડી, રાજા પાસે જઈ એને જગાડવા પ્રયત્ન કર્યો.

રાજાએ પાસુ બદલ્યું. આળસ મરડીને પાદૂ મારી શાલ ખસેડી. એ એકદમ ઉભા થઈ ગયા. એમના મ્હોંમાંથી નીકળી ગયું "શું છે?"

"બાપુ, ચોરી થઈ."

"ક્યાં?" ગુસ્સામાં રાજાએ પગ પછાડયો.

"ભંડારમાંથી રત્નના દાબડા ચોરાઇ ગયા."

રાજા ઠરી ગયો. આશ્ચર્યમાં પડી ગયો.

"કેટલા?" સ્હેજ હસતાં રાજાએ પૂછ્યું:

"આઠ."

ને રાજા ખડખડાટ હસી પડયો.

હજુરીયો છોભલો પડી ગયો. ગામમાં એક પાઈનીયે ચોરી થઈ હોય તો રાજા જીવ લઈ જાય, તે રાજા પોતાના ભંડારમાંથી રત્નના દાબડા ચોરાઇ જાય છતાંય શાંત બની હસ્યા કરે એ કોહ્યડો એનાથી ઉકેલાયો નહિ. એ એની સામે જોઇ રહ્યો. જાણે રાજાની આંખમાંથી એનો ઉકેલ વાંચી લેતો ન હોય!

થોડીવારમાં દિવાનજી અને ખજાનચી પણ આવી પહોંચ્યા. રાજાજીને નમન કર્યું અને સર્વ વિગત વિદિત કરી. ખજાનચીના ચ્હેરા ઉપર ખીન્નતા હતી. નિર્દોષતા ન હતી.

"કેટલા દાબડા ચોરાયા છે?" કાંઇપણ ખળભળાટ વગરના શાન્ત ચીત્તે રાજાજીએ પૂછ્યું.

દિવાનજીએ ખજાનચી તરફ જોયું અને જાણે એને જવાબ દેવાનો આદેશ કરતા હોય એમ એમની આંખોમાં દેખાતું.

"આઠ........" સ્હેજ ગ્લાની ભર્યા મુખે ખજાનચીએ જવાબ આપ્યો.

"ના....ના........" રાજાજીએ ડોકું ધૂણાવ્યું. એ વિચારમાં હોય એમ ગંભીર બની ગયા.

રાજાએ વિચાર્યું ચારનો ચોર સાચો. આઠનો નહિ.

કાંઇક દગો છે. છતાંય એમણે કાંઇજ દેખાવા દીધું નહિ સંપૂર્ણ શાન્તિ જાળવી જરાય ઉશ્કેરાટ વગર રાજાજીએ તીરસ્કાર યુકત નીસાસો મૂકયો ને દિવાન પ્રત્યે બોલ્યા.

"દિવાનજી! તમને શું દેખાય છે!"

"બાપુ! કોઈ બે માથાનો. નહિતો આમ હામ ભીડે!"

"ચોર પ્રમાણીક લાગે છે. નહિ તો આઠજ કેમ લઈ જાય."

દિવાન ન બોલ્યા. ખજાનચીના અંતઃકરણમાં પાપને લીધે ભીરૂતા હતી. એને ઘડી ઘડી ક્ષોભ થતો. એ રાજાજીના ચ્હેરા સામે જોઇ શકતો નહિ. એની હિંમતજ ચાલતી નહિ.

શાન્ત વાતાવરણ કો શ્મશાન જેવું ભયંકર બન્યું.

"ચોર બે દેખાય છે." સ્હેજ ગંભીરાઇથી રાજા બોલ્યા.

"બે........!" દિવાનથી બોલાઇ ગયું.

"હા. બે"

"શા ઉપરથી બાપુ!"

"એકનું આ કામ ન હોય." મક્કમતાપૂર્વક રાજાજી બોલ્યા. એ બોલતી વખતે થતા ફેરફારો બન્નેના ચ્હેરા ઉપર ખાસ ધ્યાનથી નિહાળતા.

છેવટે એમણે મૌન ભંગ કર્યું. "દિવાનજી! એક ચોર હું લાવું. બીજો તમે બધા શોધી કાઢો." ને એટલું બોલી એ ઉઠી પાછલે બારણેથી એ રણવાસમાં સરી ગયા. દિવાન અને ખજાનચી એક બીજા સામે જોઇ રહ્યા, એક નિર્દોષ ચહેરે, બીજો પાપથી ભરપુર, એકની આંખો ઝીણી બની. બીજાની ભયથી વિહ્વળ બની. ને બન્ને ભાંગેલ પગે નિચે ઉતરી ગયા.

( ૩ )

જગબત્રીસીએ એકજ વાત દળાતી હતી. રાજદરબારમાં આઠ દાબડાની ચોરીનો વિષય તો ગામમાં રસપૂર્વક ચર્ચાઈ રહ્યો હતો. કડક રાજાના અમલમાં ખુદ રાજભંડારમાં ચોરી થાય એ એક નવાઈની વાત બની હતી અને પ્રજા તેથી રસપૂર્વક ચર્ચા કરતી.

કચેરી વખતે દિવાનજીની આંખોમાં અશ્રુ ઉભરાયાં. પોતાના માનભંગ થતા એણે કલ્પ્યો અને એનું હૃદય હાથ ન રહ્યું. રાજાજી કરડા ચ્હેરે ડારી નાંખતા, ગુસ્સામાં લાલચોળ આંખો ફેરવતા, સામે જોઇ રહ્યા હતા.

" બા....પુ..........."

" કેમ ? "

" આ નામોશી મારાથી સહન નથી થતી. "

" ન થતી હોયતો આઠ દિવસે ચોર હાજર કરો. "

" બાપુ ! ચારનો ચોર તે આઠનો ચોર. બીજો ચોર લાવવો ક્યાંથી ? "

" ન હોય, દિવાનજી ! એવી ગાંડી વાત કરો નહિ. "

રાજાએ સજ્જડ ફટકો માર્યો હોય એમ દિવાન બેહોશ થઈ ગયા. રાજાજીને ખાત્રી થઇ કે દિવાન નિર્દોષ છે એમણે દિવાનને ધીમેથી કહ્યું. " દિવાનજી ચોર તો મુઠીમાં છે. "

ને દિવાન હર્ષમાં કુદ્યા. પોતાની બદનામી ભૂંસાતી એણે જોઈ. લાગણી પ્રધાન મનુષ્ય બદનામી સહન કરી

શકે નહિ એમ દિવાન કલંકીત જીવન કરતાં મૃત્યુ ઇચ્છ-તા હતા. પણ નામોશીને લૂછાતી જાણી એમનામાં નવું ચેતન પ્રસર્યું, ચ્હેરા ઉપર જોમ ઝળકી ઉઠયું ને આનંદની છાયાઓ વૃદ્ધ મુખડે તરવરવા લાગી.

આઠેક દિવસો વીત્યા ત્યાં રાજકચેરીમાંથી હુકમ છૂટયો. ને આખું ગામ ઉછળ્યું. ગામને ગોંદરે આવેલા વિશાળ દેવાલયમાં હૈયે હૈયું દળાવા લાગ્યું. ગામમાં ચકલુંય ફરકતું નહિ. આબાળવૃદ્ધ સહુ રાજ આદેશને પ્રભુ આદેશ માની દેવળે એકઠાથયા હતા.

આજે રાજાએ ઉત્સવ માંડયો હોય એમ દરેકને સાકરો વહેંચવા માંડી. લોકો હાલાકી ભૂલી, આનંદ લૂંટવા લાગ્યા. દેવળના દરવાજાઓ બંધ થયા ને બારી પાસે દરબાર ઉભા રહી, સહુને એક પછી એક વિદાય કરવા લાગ્યા.

એક આવે ને દરબાર તેના કાનમાં મ્હોં ઘાલી પૂછે. “ત્હેં દાબડા ચોર્યા છે?”

ભયભીત થયેલ એ માણસ અરેરાટી અને હૃદયમાં પડતા આઘાતથી ધ્રૂજી ઉઠતું અને ડોકું ધૂણાવી ‘ના’ કહેતું એટલે એને રજા આપવામાં આવતી અને જેમ કમાનમાંથી તીર છૂટે એમ એ ત્યાંથી પાછા વળી જોયા વગર નાસી છૂટતું.

આમ હારમાળા ચાલી. ને નવલચંદનો વારો આવ્યો એ બારી પાસે આવ્યો ને દરબારે પૂછ્યું. “તેં રાજભંડા-રમાં ચોરી કરી છે?”

"હા." કાંઇપણ ક્ષોભ વગર નિખાલસતાથી એ બોલ્યો.

"કેટલા ?"

"ચાર."

"નામ"

"નવલચંદ"

"કોના દિકરા ?"

"ધરમચંદ શેઠનો."

"હું..........." દરબારથી બોલાઇ ગયું. એમણે જોયું કે એ છોકરો સત્યવચની છે. જ્યારે જ્યારે મળ્યો ને પૂછયું ત્યારે એ જુઠું નથી બોલ્યો. માટે ચોક્કસ કાંઈક દગો તો છેજ. એણે નવલચંદને જવાની રજા દીધી. અને પછી તો ઉપર ટપકે પૂછયું ન પૂછયું ને સહુને રજા આપી.

લોકોને બીજો વિષય વાતોનો થઇ પડયો. સહુને ડર પેસી ગયો હતો. અને ધડકતી છાતીએ સહુ પોતાની નિર્દોષતાનીજ વાતો કરતું.

બીજે દિવસે રાજકચેરી ભરાઇને નવલચંદને રાજાજીએ એક છેડે બેઠેલો જોયો. એમનું મ્હોં મલકયું અને ચીંતાતુર બનેલા એ પુતળા જેવા અધિકારીઓ તરફ સ્હેજ દૃષ્ટિપાત કરી ઉચ્ચાર્યું. "દિવાનજી !"

"જી........" ઝબકી ઉઠેલો દિવાન બોલ્યો.

"જૂઓ મારો ચોર નવલચંદ."

અને નવલચંદ ઉઠી આગળ આવ્યો.

" પૂછો એને, કેમ ભાઇ તેં રાજભંડારમાં ચોરી કરી છે. "

" હા. "

" શું ચોર્યું છે. "

" રત્નના દાબડા. "

" કેટલા ? "

" ચાર. "

"નહિ આઠ ચોર્યા છે. ચાર ચોરે તેજ આઠ ચોરે."

" નહિ ચાર, જોઇતા હોય તો લાવી આપું. "

સહુ તાકી રહ્યું. ને નવલચંદે એમના રૂમાલની નીશાની આપી. દાબડા મંગાવી આપ્યા. દિવાન નવલચંદ સામે જોઈ રહ્યા. આજસુધી આવો ચોર એમણે જોયો ન હતો. ભયની એકે રેખા વગરનું એનું મ્હોં ચમકતું હતું. એની પ્રતિભામાં સહુ અંજાતું અને એની નીડરતાથી સહુ આશ્ચર્ય પામતુ.

રાજાજીએ પોતાની સાથે આવેલા પેલા હજુરીઆ તરફ જોયું. અને એની આંખો શરમથી નીચી ઢળી ગઇ. વાઢયું હોય તો લોહી પણ ન નીકળે એવું શરમથી કાળું-મશ બની ગયેલું મોઢું નીચું નમી ગયું હતું. રાજ તેજ એનાથી ઝીલાતું નહિ. એના પાપી હૃદયમાંથી ઓહ........

....નીકળી ગયું.

એ આવી પગમાં પડયો.

"બાપુ !.........."

સહુ જોઈ રહ્યું.

"મારો ગુન્હો મા.........ફ........" એ રડી રહ્યો હતો. એની આંખો શરમથી ઉભરાઇ જતી હતી.

દરબારે એને ઉભો કર્યો ને એણે બે દાબડા રજુ કર્યા.

"બીજા બે !"

ખજાનચી તરફ આંગળી કરી એ બેસી ગયા. બે હાથે મ્હોં ઢાંકયું ને કલંકીત ચંદ્ર વાદળાં પાછળ છૂપાઈ જાય એમ એનો મુખચંદ્ર લજ્જારૂપી ખોબા પછવાડે છૂપાયો.

એકદમ ખજાનચી ઢળી પડયો. બ્હીકથી એનું ગુંગળાઇ જતું હૃદયબંધ પડી ગયું હતું. આખો અધિકારી વર્ગ જોઇ રહ્યો.

દિવાને નવલચંદના ચ્હેરા સામે જોયું ને બત્રીશ લક્ષણો કો નરપુંગવના મુગટ સરીખો એને ભાળ્યો. મનોમન સાક્ષી મુજબ રાજવિના મનમાં પણ એજ વિચાર ઘોળાતો હતો.

"દિવાનપદે નવલચંદ હોય તો રાજ્યની કીર્તિ દિગદિગંતમાં ડોલાવે" દિવાને હસતાં હસતાં બોલી દરબાર સામે હાથ જોડયા.

ને પોતાના વિચારને પુષ્ટિ આપતા આ પુરાવાને વધાવાયો. નવલ દિવાન બન્યો. પેલા ચાર દાબડા એને ઇનામ તરીકે પહેરામણીમાં મળ્યા.

વાજતે ગાજતે એ ઘેર ગયો. ઘડી પહેલાનો ભીખારી, ચોર, ભાગ્યચક્ર અને ટેકના ફળરૂપે રાજ્યનો દિવાન બની પાછો વળ્યો.

રસ્તામાં રામચંદ્ર પંડિતનું મકાન આવ્યું. નવલ ઉતરી ઘરમાં ગયો. પંડિતને પગે લાગ્યો. જે માણુસ પહેલા ઘર પાસે નીકળે એમાંય પોતાની આબરૂનું લીલામ થતું માનનાર પંડિતજી આજે સત્કારવા અને પેલી પંડિત પુત્રી તો ઓવારણુા લઈ રહી હતી.

"કાકા! તમારે પ્રતાપે."

"ના બેટા 'સત્ય'ને પ્રતાપે."

બન્નેની સજળ આંખોમાં સ્નેહનાં અશ્રુઓ હતા અને કર્ણમાં પડઘો હતો કે "સત્ય'નો પ્રતાપ," પાછળ વાતાવરણુ પણુ એજ શબ્દો ગર્જી રહ્યું હતું.

*

# ફેરીઆઓ

હમણાં હમણાં અમારા ગામમાં ફેરીઆઓ બહુ આવતા. લોકોને એ ઠીક પડતું. સસ્તો માલ મળે અને વળી મન પસંદ મૂળ તો ગામડામાં સારો માલ મળેજ નહિ, કામ ધંધો છોડી, ખોટી થઇ, પાસેના મોટા શહેરમાં લેવા જવાનો ધકકો ખાવો પડે, એના કરતાં ગામમાંજ ઘર બેઠે આપવા આવે તે કોણ ન ખરીદે ?

ગાંમડામાં ફેરીઆઓ આવે ને અભણ અજ્ઞાન ગરીબ બીચારા ગામડીઆઓને છેતરે. અજ્ઞાન લોકો બીચારા પડે. એમને શી ખબર હોય કે ફેરીઆઓ તો બહુજ લુચ્ચા હોય.

હમણાંજ હમારા ગામમાં બે ફેરીઆઓ આવ્યા હતા. જ્ઞાતિએ પરજીયા સોની હતા. સોના રૂપાની વીંટીઓ એ વેચતા. લોકો એ સસ્તી કીંમતનો માલ દોડી દોડીને ખરીદતા. હાંસા તોસી, દેખાદેખી અને પડાપડી કરી ખરીદેલો એ માલ બીજે દિવસે કાળો મશ ! તદ્દન પીત્તળનો માલ! દો દીનકી ચાંદની પેઠે એ ચળકાટ બે દિવસજ પહોંચતો.

માણુસોને પોતાની ભૂલ જણાવા લાગી. ફેરીઆઓએ લોકોનો વિશ્વાસ ગુમાવ્યો. ને ફેરી કરનારાઓએ ગામમાં આવવું બંધ કર્યું. લોકોએ ખરીદવું બંધ કર્યું. પછી એ

લોકો આવી શું કરે? કોઇ ઉતારોય ન આપે. લોકો એમનાથી બ્હીતા કે રખેને દગો કરી છેતરી જાય! દૂધનો દાઝેલ છાશ ફુંકીનેય પીએ!

બે ભાઇઓ જાણે રૂપ રૂપનો અવતાર! કનૈયા કુંવર જેવા, સાંજને નમતે પહોરે માથે નાનકડા ટ્રંક અને ખભે બીસ્રો લઇને ગામનાં ઝાંપે તગતગ્યા. લોકોના ટોળાએ એમને જોયા. કોઇએ કહ્યું "એતો પેલા ફેરીઆઓ!"

સહુ વાતોમાં પડયું. કોઈએ એમના તરફ ધ્યાન ન આપ્યું. એમને બહું અચંબો લાગ્યો. કયાં પહેલાનું ઉલ્લાસ ભર્યું ફેરીઆઓનું સ્વાગત્ અને કયાં આ હૃદયના ધિકકાર ભર્યાં તિરસ્કાર! એમને ચોકકસ થઇ ગયું કે બીજા હરામખોરોએ લોકોને છેતરી ફેરીઆઓની આબરૂને બટ્ટો બેસાડયો છે. પણ કાંઇ બધાય સરખા હોય છે? હાથને પાંચ આંગળીઓ પણ કયાં સરખી હોય છે!

એ આખુ ગામ રખડયા. કોઇએ ઉતરવા તો આવકાર સરખોય ન આપ્યો. જયાં જાય ત્યાં તીરસ્કાર. પછી માલ વેચવાની આશા તો શાની હોય જ! એ બીચારા નિરાશ થઇ, શ્રમ અને તીરસ્કારથી ભાંગેલ પગે, સંધ્યા વખતે ગામ બહાર ધર્મશાળાએ આવી સામાન મૂકી નીસાસો મૂકીને બેઠા! આવતી વખતનો ઉલ્લાસ અત્યારે ન હતા. હતી ફકત નીરાશા! દુઃખની ચીનગારીઓ!! ગયા વખતે મળેલ સ્વાગત અને આ વખતના તીરસ્કાર વચ્ચે એમણે આકાશ પાતાળવત્ તફાવત જોયો.

જેમણે માલ વેચીને સાંજે જ પાછા બીજે ગામ જવાનો ઈરાદો રાખેલ, તેમને બીજા દિવસના પ્રભાત માટે ભાગ્ય ઉપર આધાર રાંખી ગામડાને ઝાંપે ન્હાની શી ધર્મશાળાની પરસાળમાં એક શેત્રંજી ઉપર આખી રાત ભૂખના દુઃખે તરફડી પાસા બાળવા પડયા. ભૂખ અને દુઃખ ઉંઘને આવવા દેતાં ન હતાં.

આખું ગામ રખડેલા પણ કોઈએ ઉભાજ રહેવા દીધેલા નહિ. લોટ પણ કોઇએ ન આપ્યો. રાંધતાય અધુરામાં પૂરૂં એમાંથી એકેયને આવડતું ન હતું. અને ગામડામાં કંદોઈની દુકાન પણ કેવી કે મીઠાઇ પણ મળે ! એમને તો એકાદશી કરેજ છુટકો, ભલેને પછી મને કે ક મને

આખી રાત પગ ઘસ્યા પછી વ્હાણું વાયું. અને સૂર્યનારાયણનો ઉદય થતાં થતાં તો એમને સૈકા વીત્યા જેટલો વખત લાગ્યો. મહામુશીબતે સૂર્યનારાયણનાં દર્શન થયાં ને મ્હોં ધોઇ બન્ને ભાઇઓ અન્ન દેવના દર્શન માટે ગામમાં ઉપડયાં. એક ખેડૂતનું ઘર ઉઘાડું હતું તેના બારણામાં જઇ પૂછ્યું.

"ભાઈ, બશેર ઘઉં આપશો ?" બન્નેના મોઢા ઉપર શરમના શેરડા પડતા હતા.

ખેડૂએ બારણું બંધ કર્યું. એનો એ મર્મ ભર્યો તિરસ્કાર હતો.

"ભાઇ, લોટ છે ?" બીજે ઘેર જઇને આડું જોઇ મરજાદથી પૂછ્યું.

જવાબ ન મળ્યો.

આમ બન્ને જણ આખું ગામ ખૂંદી વળ્યા. ક્યાંઇ પત્તો લાગ્યો નહિ. એ બન્નેના પેટમાં ભૂખના દુઃખને લીધે વેંત વેંત જેટલા ખાડા પડયા હતા. પ્રભુનો આજે એમના નાામેરીઓએ કરેલા વિશ્વાસઘાતનો કોપ હતો. ફેરીઆઓને ક્ષુધાથી થતું દુઃખ એ એમનું પ્રાયશ્ચિત હતું.

એક ગરીબ ડોસીને દયા આવી. એના સ્નેહભર્યા હૃદયમાં દયાના અંકુરો ફૂટયાં. એની કીકીમાં અમી આવ્યું. એણે બેઉ ભાઈઓને બેસાડયા. બન્નેના ચ્હેરા કરમાઇ ગયા હતા. ને આંખમાંથી તેજ ઉડી ગયું હતું. અંગે અંગના ગાત્રો શીથીલ બની ગયા હતા. એવામાં ડોસીના આશ્વાસનથી એમની આંખો ચમકી. ચ્હેરા ઉપર હર્ષ અને આનંદની લાલી છવાઇ. આશારૂપી અમૃત મળવાથી એમને આશ્વાસન મળ્યું. ડોશી મા ઘરમાં જઇ તરતજ પાછા આવ્યા. નહોતું તેમના મોઢા ઉપર તેજ કે ન હતી એમની કીકીઓ હસતી. એના ચ્હેરા ઉપર ચોકખી શરમની રેખાઓ સ્પષ્ટ તરવરતી હતી. અને એમાં ઉંડું ઉંડું એ શરમને લીધે દુઃખ થતું દેખાતું હતું.

"ભાઇ ! લોટ તો ઘરમાં થઇ રહ્યો છે." મહામુશીબતે ડોશીમાએ આવી ઉચાર્યું અને કલ્પનાના ઉગેલા સુંદર મહા વૃક્ષ ઉપર કુહાડીનો ઘા થતાં જેમ છેદાઇને નીચે પડે એમ એમની આશાઓ ચીમળાવા લાગી.

"મા, કાંઈ નહિ" કહી એ બન્ને ઉઠયા.

વળી ડોશીમા ઘરમાં ગયાં એમનું હૃદય વલોવાઈ જતું હતું. ભૂખ્યા ફેરીઆઓને દુઃખે એ દુઃખી થતાં પરગજુ ડોશીમાને ના પાડવાથી ઓછું આવી ગયું ને એમણે ફેરીઆઓને ઉભા રાખ્યા.

"બે પાલી જાર છે. લઇ જશો ?" ગરીબ ડોસીએ ઘરમાં હતી એટલી જાર લાવીને રજુ કરી.

"મા, હા........" શરમાતા શરમાતા એ બોલ્યા.

ડોશીએ હર્ષના ઉભરામાં બે પાલી જાર આપી. દુઃખી જ દુઃખીનું હૃદય સમજી શકે.

પણ ડોશીમાના ઘરમાં ઘંટી ન હતી. નહીતો વળી એ આમને દળી આપત. ગામમાં કોઇએ દળી આપે એમ ન હોવાથી ડોસીમાએ પાડોશમાં રહેતી એક બાઇને ઘેર બન્નેને મોકલ્યા.

" બ્હેન ! આ બે પાલી જાર દળી દેશો ? "

"ન્હારે ભાઇ ! મારે તો કામ છે; મ્હારે તો ઉતાવળ છે એમાં જાર ક્યાં દળવા બેસું !"

"ત્યારે દળવા દેશો !" એક બહુ ઉતાવળો હતો. ક્ષુધા તેનાથી સહન ન્હોતી થતી. એણે જારનું પોટલું નીચે મૂક્યું ને બેશી ગયો.

બાઈને એમાં જરાય વાંધો ન હતો. ઓસરીમાં ઘંટી પડી હતી. બાઇને પાણી ભરવા જવાની ઉતાવળ હતી.

અને આવીને રોટલા ઘડી ભાત લઇને ખેતર જવાનું હતું. એ આટલી ઉતાવળ ન કરે તો તો બપોરજ ચઢે ને! અને જો એ દળવાની ના કહે તો એના છોકરાની ખબર પણ કોણ રાખે! એણે દળવા માટે બે માંચીઓ કાઢી આપી. સ્વાર્થ સાથે પરમાર્થ સાધતી એ બાઈના ઉપકાર ઉપર આનંદીત થતા બન્ને ભાઇઓએ માંચી લઇ સામ સામા ઉપર બેસીને બે પાલી જુવાર દળવા માટે બેસી ગયા.

બાઇ ઓસરીમાં ઘોડીયું હતું તેમાં છોકરાને સુવ-રાવી, માથે હેલ લઇને પાણી ભરવા ગઇ ને છોકરાની ભલામણ આ બંને ફેરીઆઓને કરતી ગઇ.

મૂળ તો પુરૂષો અને વળી જુવાનીનું જોર. એમાંય પાછી ઉતાવળ એટલે ઘંટી તો ખુબ જોરમાં ફરતી. પણ એ બાઇ હતી ગરીબ અને માટીના થાળામાં ઘણા વરસની જુની ઉતરી ઉચેલી પાતળી એ ઘંટી હતી. તે આ જુવાનોના જોરને સહન પણ કેટલું કરે!

એને અંતે બે કકડાજ થવાનું સરજાયેલું. જુવાર તો દળવાને ઠેકાણે રહી. બંનેના મોઢા ઉપર કાળાશ છવાઇ ગઈ. શરમ જેવું દુઃખ એકે નથી. બાઇ દળવાજ દેતી નહોતી એમાં વળી એની ઘંટી ભાંગી ગઇ. એ હવે ઓછી માથે કરશે?

પણ જેમણે ગામ ગામનાં પાણી પીધાં હોય, એમની બુદ્ધિ કાંઇ ઓછી હોય? જેમ જેમ પરદેશ ફરીએ, ઘંટી

ઘંટીના લોટ ખાઇએ, ઘાટ ઘાટના પાણી પીએ તેમ તેમ બુદ્ધિ વધે એ વૃદ્ધોની કહેવત સાચી છે. એ હજાર ઘંટીના થાળાનો લોટ ચાટીને રીઢા બનેલા બંને બુદ્ધિશાળી ભાઈઓ વખત આવે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી લેતા બાકી હતા તો ઇમાનદાર.

ખેડુતનું ઘર એટલે ખડનું તો પુછવું જ શું હોય! ફળીમાં એક ખડનો પુળો પડયો હતો. એના ઉપર નાનકડું ભંઠીયું દેખાતું હતું. એક ભાઇ ઉઠયોને એણે લઈને પેલા બાળકને બે પગવચ્ચે એ ભંઠીયું મૂકી દીધું.

બાળક તો કાળી ચીસ પાડીને જાગ્યું. ભાઇએ હિંચકો નાખવા માંડયો. જેમ જેમ હિંચકો ચાલે તેમ તેમ બાળકને પેલું ભંઠીયું ખુંચે ને એ બળતરાને જોરે બાળક બે પગ ખૂબ જોર કરીને ભીંસે ને ઉંચું થાય અને એ જોરથી ભીંસાતા બે પગ વચ્ચે ભંઠીયું જોરથી ઘસાય એટલે વધારેને વધારે ચીસો પાડે.

બાળકનીએ કાળી ચીસો ઝાંપેથી પાણી ભરીને આવતી માએ સાંભળી. એના હૃદયમાં ધ્રાસકો પડયો. અંતઃકરણ વલોવાઇ જવા લાગ્યું. એ ઉતાવળે પગે ઘેર આવવા જોરથી પગ ઉપાડતી પગ પાછો પડતો હોય એમ ઘર દૂર થઈ પડયું. એ મહા મુશીબતે ઘેર આવીને બેડું ઉતારીને ફળીમાં જ મૂકી દીધું: ને બાળકને હીંચકામાંથી તેડી લઈ ધવરાવવા ખોળામાં સૂવાડયું.

પણ દુઃખ થતું હોય તો ખાવાનું ભાવે શી રીતે? એ બીચારૂં ધાવી પણ કેમ શકે! બાળક જેમ જેમ ન

ધાવે તેમ તેમ મા વધારેને વધારે મુંઝાય. એને ડુમો ભરાઈ આવ્યાં. ગળું રૂંધાઇ જવા લાગ્યું, અને હૃદય ઉપર થતું દુઃખ સહન ન થઇ શકવાથી એ રડી પડી.

પેલા ભાઇઓ પાસે ઉભા હતા. એ પણ બાળક માટે અડધા અડધા થઇ જતા ન હોય એમ દેખાતા. તેમણે તેમાનાં એકે ધીમેથી વાત ઉપાડી.

"બ્હેન! અહીં પડોશમાં કોઇ ડાકણ રહે છે?"

હં....અં...ભાઇ....કેમ પૂછવું પડયું?

"કાંઈ નહિ, બ્હેન! એ તો તમે પાણી ભરવા ગયાં ત્યારે એક બાઇ અહીં આવી હતી તે ઘોડીઆ પાસે જરા વાર ઊભી રહીને પછી હસતી હસતી જતી વખતે કહેતી ગઇ કે "શો રૂપાળો છોકરો રમે છે ને" અને તે વખતથી ચીસ પાડીને રડયા જ કરે છે."

બાઇને વ્હેમ પડયો. "હા, ભાઇ. એક રાંડ વ્હાલા-મૂઇ, નભાઇ છે તો ખરી."

"બસ ત્યારે એ ગઇ ને આ ભાણો રડવા માંડયો છે. અમને શી ખબર! નહિ તો અમે એને અંદર આવ-વાજ ન દેત. અમે તો જાણ્યું કે તમારૂં કોઈ સગું વહાલું હશે કે કોઇ આડોશી પાડોશીમાં રહેતું કોઈ ઓળખીતું હશે. આવા માણસની ખબરે અમને અજાણ્યાને શી પડે!" ભાઈએ ખૂબજ મીઠું મરચું ભભરાવીને બાઇને ઉશ્કેરી મૂકી.

"રાંડ....વ્હાલા....મૂઈ....ન........ભાઈ....એનું સત્યા-નાશ....જાય...." બાઇએ તો છુટે મોઢે ગાળોનો સોથ વરસાવવા માંડયો. એની આંખમાંથી અશ્રુઓ ચોધાર વર-

સવા લાગ્યા. બાળકની ચીસો સાથે બાઇનું રૂદન ભળ્યું ને વાતાવરણ દુઃખી અને શોકમય બની ગયું. “મ્હારો દેવ જેવો દીકરો એ રાંડ વાંઝણીથી ન જોઈ શકાયો?”

“હશે, બ્હેન! પણ એના ભાર શા છે? આ મારો ભાઇ ભુવો છે માતાનો, માતા એને હાજરા હજુર છે.”

“ભાઇ ત્યારે તો તમે કાંઈક કરો. મારા છોકરાને સાજો કરો.” બાઈને ધીરજ આવતાં એ કરગરવા લાગી, ગરજ કેવી મીઠી વસ્તુ છે!

એક ભાઇ ધૂણ્યો. માથે પછેડી ઓઢી. ધૂપ કર્યો ને ખૂબજ ડોકું ધૂણાવીને ધૂણ્યો. પછી બાળકને ખોળામાં લીધું. ને પછેડી ઓઢાડીને અંદર ઢાંકીને ધીમેથી પેલું ભંઠીયું મૂકયું હતું તે કાઢી લીધું ને મોઢામાંથી થુકની આંગળી લઇને ત્યાં ચોપડી. બાળકને ભંઠીયાના કાંટા વાગતા મટયા ને બળતરાને ઠેકાણે થુકના લેપનથી કાંઇક ઠર્યું એટલે બાળકે ચીસ પાડવી બંધ કરીને એને શાન્તી લાગી.”

ભાઈએ ઉઠીને છોકરો બાઇના ખોળામાં આપ્યો ને બાઇએ તરતજ ધવરાવવા માંડયો. પીડા બંધ પડતાં બાળકે તરતજ ધાવવા માડયું. બાઈ રાજી રાજી થઇ ગઇ. અને વ્હાલથી બાળકને આખા શરીરે હાથ ફેરવ્યો. બાઇને એ બન્ને ભાઈઓ દેવ જેવા લાગ્યા.

“બ્હેન! આ ઉતાર કયાં નાંખું? જ્યાં નાંખીશ ત્યાં ફાટી પડશે.” ભાઈએ ધૂણતા ધૂણતા ધ્રુજતા શરીરે પૂછયું.

"નાખને તને ઠીક પડે ત્યાં! દેવ જેવો દિકરો બચ્યો તો હવે કાંઇ બીજી વસ્તુ વધારે વ્હાલી છે! જા નાખ ઓલી ઘંટી ઉપર જો ફાટી જાય તો તારી દેવી સાચી ને નહી તો જૂઠી. જા દેખાડ પારખું!" બીજા ભાઇએ પેલી બાઈને બદલે જવાબ આપ્યો.

"હા ભાઈ, નાંખને ત્યારે ત્યાં, હમણાં ખબર." બાઇએ હર્ષને લીધે અર્ધા ગાંડપણમાં કહ્યું. બાઇને મન દીકરો બચ્યો એ લાખો રૂપીઆની કમાઈ હતી.

એણે ઉતારની પછેડી ઘંટી ઉપર ખંખેરી. ને સહુને બોલાવ્યા. જૂએ તો ઘંટીના ઉપલા પડના બે કકડા. બાઈ હેબતાઇ ગઇ. એ ખૂબજ નવાઈ પામી એણે એ બન્નેને સગા ભાઈ પેઠે માન્યા ને કંસાર કરીને જમાડયા.

ઘણાજ હર્ષના ઉમળકાથી કંસાર જમીને બન્ને ભાઇઓ ચાલી નીકળ્યા. એમને હવે એ ગામમાં રહેવુંજ નહતું એટલે પેલો લોટ ને વગર દળેલી જુવાર પણ બેનને વીરપસલીમાં દેતા આવ્યા. તરતજ ગાંસડા પોટલા ઉપાડી બીજા ગામને રસ્તે તેઓ ચડી ગયા.

નમતે પહોરે બાઇ છોકરાને રમાડતી હતી. જુએ તો ભંઠીયાનું ચાઠું બે પગ વચ્ચે દેખાય! આડોશી પાડોશીમાંથી સ્ત્રીઓ ભેગી થઇ ને એમણે એ જોયું. આ વાતની ખબર વાયુ વેગે ગામમાં પહોંચી ગઈ કે એ તો ફેરીઆઓના પરાક્રમ અને ફેરીઆઓની રહી સહી આબરૂ આમ એમણે ધુળ મેળવી.

*

# પોરસ

રૂપેરી ચાંદનીની ચાદર ઓઢી, ભૂમીની મીઠી ગોદમાં જગતના વહેવાર અને ઉપાધીને અળગી કરીને, જગત મીઠી નિંદમાં ઘેરાયું હતું; તે વખતે ગાડાના કાગવે કાગવું અડાડીને એક લાંબી ગાડાની હેડ ચાલી જતી હતી. ગાડા-વાળા જાડી પછેડીયું ને માથે ફીંડલ, કાંડા ઉપર થોકબંધ કડછલીઓ વાળી બંડીઓ પહેરી ઘઉંની મોદો ઉપર લાંબા થઈને સૂતા સૂતા દુહા લલકારતા, ફૂંમતાવાળા પરોણાવતી બળદને હાંકે જતા હતા. અને તરબતર મદમાતા ધોરી કોટે બાંધેલી ઘંટડીના ઝીણા રણકારથી પોતાની ચાલને દર્શાવતા ધીમે પગલે આગળ વધ્યે જતા હતા.

પ્હો ફૂટયો, તારલાઓની ફૂલ ચાદર ચીમળાઈ અને ચંદ્રની રૂપેરી રોશની કાંઈક ફીકી પડી ગઇ. દૂર દૂર બા-દશાહી મહેલો ઉપર ઝગમગતા દીવાઓ અને આલેશાન હવેલીઓના ગગન ચૂંબીત છાપરાં વધારે નજીક ને નજીક ભેટવા દોડી આવતાં હોય એમ લાગતું ગાડાવાળાઓનાં મન હુલ્લાસમાં વધારે ને વધારે આતુર થયે જતાં હતાં.

અમદાવાદ આવ્યું. ઘણા દિવસની અભિલાષાઓ પા-રપડી ને બળદીઆઓને નીરણ કરીને ગાડાં માણેકચોકની બાજુમાં છોડી, ખેડૂતો ઉત્સાહભેર ગામમાં ફરવા નીકળી

પડયા. એમનો હર્ષ આજે ઉભરાઇ જતો હતો. ખરેખર, લાંબા વખતથી રાહ જોવડાવ્યા પછી ઇષ્ટ વસ્તુની પ્રાપ્તીમાં ઓર આનંદ હોય છે.

ધીમે ધીમે દિવસ ચડતો ગયો. સૂર્યનારાયણ ઝપાટા પૂર રથને હાંકયે જતા હતા. માણુસો કામધંધે વળગ્યા. દુકાનો ઉઘડી ગઈ હોવાથી ખેડૂતોને નવું નવું જોવાનું આકર્ષણ વધ્યું અને પોતે થઉં વેચવા આવ્યા છે એ ભાન ભૂલ્યા. તેઓ નવીન વસ્તુના આકર્ષણુમાં તન્મય બની ગયા હતા.

મધ્ય માણેકચોકમાં માણુસોની મેદની જામી હતી. હૈયે હૈયું દબાતું હતું. કુંડાળું વળીને ઉભેલા જનસમુહ વચ્ચે વાંસડાની ઘોડીઓ ઉપર દોરડા બાંધેલા અને તે ઉપર થાળીમાં પગ મૂકી એક નટ હાથમાં વાંસ રાખી સમતોલપણું જાળવતો સર્યે જતો હતો અને નીચે ઉભેલો એક નટ ઢાલકી બજાવતો બજાવતો ઉપરનાને લલકાર્યે જતો હતો.

“ વાહ ! ” ખેડુઓના મુખમાંથી વાહવાહનો ધ્વની નીકળી ગયો.

નટવાએ એ સાંભળ્યો ને ‘ ભલે પટેલ ! ભલે ! ” કહીને ભલકાર્યા.

પટેલને પોરસ ચઢયો ને ખભેથી પછેડી ફેંકી.

“ કોણે બા ! પછેડી ફેંકી ? ” નટવાએ પછેડી ઉંચી કરી પૂછતાં વસ્તુનું પ્રદર્શન કર્યું.

" એ તો નાજા ભૂંભલીએ ! "

સંગાથીઓ બબડયા. " નાજો ભૂંભલીઓ તો ઘેર બેઠો છે. "

પણ આપણો તો એ પટેલને ! આપણે એના સાથીઓ આ બધું એનું જ છે ને ! એની કીર્તિ એ આપણી જ છે ને ? "

નિરાભીમાની સાથીએ પ્રત્યુતર આપ્યો,

ને પછી તો ભલકારા ઉપર ભલકાર થવા લાગ્યા. પટેલનો યશ દિગ્દિગંતમાં સંભળાવા લાગ્યો. પટેલીઆઓનો પોરસ વધતો ચાલ્યો. અને ગર્વ અને આનંદમાં બંડીની કસો તૂટવા લાગી; તેમ તેમ ભેટની છોળો પણ નટવા ઉપર ઉડવા લાગી; જાણે રીઝેલો કર્ણ કે ઉછળેલો ઉદધી ! બળદ આપ્યા, ઉંટ આપ્યા; ગાડા આપ્યા, મોદો આપી, ને છેવટે પહેરવાના કપડા સિવાય બધુંય આપી દીધું !

નટે રમત બંધ કરી, માણસો વીખરાયા. કદરહીને પટેલીઆઓને અક્કલહીન માન્યા, કદરદાને એમને ભલકાયા. છતાંય જગત તો એક આંખે કદીએ કયાં જોવા શીખ્યું છે ?

માણસો વેરાઇ જતાં ગાડા ખેડૂઓ એક બીજાના મ્હોં સામું જોઇ રહ્યા હતા. ઘેર જતાં પટેલ શું કહેશે તેની એક પણ ચીંતાની રેખા સિવાય બધાયનાં મ્હોં ઉજળાં હતાં. ઉપર આનંદ તરવરતો હતો, ગર્વની લાલી છવાઈ હતી અને તેજ આંખોમાંથી પોરસ ઉભરાતો હતો.

સાંજ પડીને હાથમાં ફૂમતાવાળા પરોણા ઉલાળતા; ચાંદનીમાં દૂહાની છાકમછોળ ઉડાડતા, નીરવ રસ્તાને કિલ્લોલ કરાવતા અને આનંદની મોજ માણુતા ગાંડા ખેડૂતનું ટોળું ભૂંભલીને માર્ગે ઉપડયું.

પટેલ પૈસા માગશે તો આપણા સાથીપણામાંથી વાળી આપશું એ એમની ધારણા હતી, અને સહુની પાસે એટલા પૈસા તો હતાજ એટલે ચીંતાની એક પણ રેખા એમના ચહેરા ઉપર આવતી ન હતી. પૈસાને તેઓ હાથનો મેલ સમજતા. અને પૈસા કરતા કીર્તિની કિંમત એમને મન વધુ હતી. તેથી કલંકિત ચંદ્રમા અને આનંદમાં ઉજળા બનેલા ખેડુતોના પ્રફુલ્લીત ચ્હેરા વચ્ચે હરીફાઈ ચાલતી હતી.

આનંદને લીધે થાક દેખાતો નહિ, ગમ્મતને લીધે વખત દેખાતો નહિ અને સંગાથને લીધે રસ્તો લાંબો થઇ પડતો ન હતો. સહુને મન ઘેરજ બેઠા હોઇએ અથવા સીમમાં આંટો મારવા નીકળ્યા હોઈએ એમજ લાગતું.

ને વ્હો ફાટતાં બધાય, ઘરને દૂરથી દેખવા લાગ્યા. પટેલ નજીક ને નજીક આવવા લાગ્યા. અને પોતાના પરાક્રમની બીરદા વળી બીરદાવવાનો સમય વધારે ને વધારે ઝડપથી દોડયો આવતો હતો.

નાજો પટેલ ખાટલા ઉપર બેઠા, બેઠા, ફળીમાં ઉગતા સૂર્યના ફુટતા કીરણોમાં સ્નાન કરતાં પોતાના મોઢામાં દાતણ ચાવતા, અમદાવાદ ઘંઉં વેચવા પોતાના સાથીઓને મોકલેલા તેની રાહ જોતા ઝાંપેથી પોતાની આતુર આંખો ઘાંબે સુધી ખેંચતા ચીંતાતુર થઇ બેઠા હતા.

હંમેશાં ગાડાની હેડ આવે ત્યારે દૂરથીએ ડમરી ઉડતી દેખાય, અને આજે કાંઇ નહિ. એથી એમને અનેક જાતના તરંગો આવતા અને પાણીના પરપોટા પેઠે ઘડીવારમાં વીખેરાઈ જતા. હૃદય ખળભળી ઉઠયું હતું અને તેમનું હંમેશાંનું આનંદી વદન સહેજ ફીકકુ પડી ગયું હતું.

તેવામાં પોતાના સાથીઓને હાથમાં પરોણા ઉછાળતા આવતા ઝાંપેથી તગતગતા જોયા. પટેલને ફાળ પડી, "ગાડીની હેડ કયાં ?"

એ ઉઠયા. ને ચપળ ગતીએ ઝાંપે પહોંચ્યા. એમના હૃદયમાં ચીંતાઓને લીધે અનેક ગડ ભાંજો થતી હતી. એમણે વિચારના વમળમાંથી જાગ્રત થતાં થતાં પૂછયું, "એલ્યા, ગાડાં કયાં ?"

"આવે છે." સમયસુચકતા સાથીએ જવાબ આપ્યો.

"કોણ લાવે છે ?" પટેલે પોતાના બધાય સાથીઓને એક જ નજરે જોઇ લેતા પૂછયું.

સહુ ચુપ રહ્યું. પ્રશ્ન પૂછતાં પ્રત્યુતર મોડો મળે તો અકળાઇ જવાય છે એમ પટેલ આ સાથીઓના મૌનથી અકળાઈ ઉઠયા અને ગભરાટમાં પૂછયું "કોણ લાવે છે ?"

"નટવા તમારો જશ ભરી લાવે છે." સ્હેજ સ્મીત ફરકાવતા સાથીઓએ પ્રત્યુતર વાળ્યો.

"કોણ ?" આતુર આંખો વધારે તીક્ષ્ણ બની અને સ્હેજ ખેંચતા પટેલે પૂછયું.

"નટવા" ને એ ખડખડાટ હસી પડયો.

શું થયું એ તો બોલો?" પટેલ અકળાઈ ઉઠ્યા હતા. એ કાંઈ સમજી શક્યા નહોતા, છતાંય કાંઇક આગાહી એમને થઈ હતી. એમનો ક્રોધ જરા શાંત થતો જતો હતો.

સાથીઓએ એક પછી એક એમ બધી વાત પટેલને કહી; "તમારા નામની ખાતર, તમારા જશ સાંભળીને અમારી છાતી ગજ ગજ ઉછળી. અમારી બંડીઓના બંધ તૂટ્યા અને અમે હર્ષના ઉમળકામાં સર્વસ્વ નટવાઓને ઇનામમાં આપી દીધું.

"કોને ખાતર!"

"કોને વળી, તમારી ખાતર. પટેલના જશ કોઈ ગાતું હોય તો માથું માગે ને માથું આપવામાં વિલંબ કરીએ તો તો અમારી જનેતા લાજેને!" સાથીએ મૂછે વળ દીધો, અને પટેલનું સ્નેહાળ હૃદય ખળભળી ઉઠ્યું. પોતાના પેટના દીકરા કરતાંયે વધુ વ્હાલા તેમને આ કમાઉ દીકરા લાગ્યા.

પટેલ ઘડી પહેલાના ના રહ્યા. એમને ગર્વ થયો. પોતાના નામને માટે આપ્યું એ પણ કાંઈક ઓછું હોય એમ એમને લાગ્યું.

"એલ્યા, કાંઈ પાછું લાવ્યા છો?"

"ના....રે........"

"આ પરોણા કેમ પાછા લાવ્યા?" પટેલે પરોણા તરફ આંગળી ચીંધીને પૂછ્યું.

"એ તો, સુંદર ફૂમતા ગુંથેલા........રહી ગયાં

મણું !" ગળચવા ગળતાં એ શરમથી ઉંચું ન જોઇ શક્યા. ઘઉંની ગાડીઓ દેનારને ફૂમતાવાળા પરોણાનો મોહ રહે શેનો !"

ત્યારે જાવ. નટને કહેજો કે નાજો ભૂંભલીયો ઘઉં દે, બળદ દે, ગાડાં દે, મોદ દે, અને પરોણા ન દે! જાવ આપી આવો." પટેલની છાતી પૉરસથી ફૂલાઇ જતી હતી. આનંદ અને વિજય અર્ધાં ગાંડપણ છે.

બધાય રાત્રે પાછા ઉપડ્યા, ને સવારમાં અમદાવાદમાં.

નટે રમત આદરેલી. નટ દોરડા ઉપર ઉભો ઉભો જુવે અને ટોળામા પોતાની તગતગતી બે ચકોર આંખોએ એ આખા ખેડુત સમૂહને ઓળખી ગયો. એણે ઉપર ઉભા ઉભા ભલકારો કર્યો; "ભલે! પટેલ નાજા ભૂંભલી-આને! ભલ!!"

પટેલના સાથીઓએ પરોણા આપ્યા. સહુ જોઈ રહ્યું, "આમ કેમ?"

"પરોણા પાછા લઇ ગયા તેથી પટેલે આંટો ખવરાવ્યો. ફીટકાર આપીને પાછા મોકલ્યા. બધું આપે તે પરોણો ન આપે!" સાથીઓએ ખુલાસો કર્યો. પોતાના માન કરતાં પટેલની આબરૂ વધારવામાં એમને ગર્વ લાગ્યો.

તે માનવ મેદનીના મોઢામાંથી એક શિત્કાર નીકળી ગયો. "ભારે ઉદાર, માળો!"

માણસો વીખરાયાં. રમત બંધ પડી ને સાથીઓ પાછા ભૂંભલીને માર્ગે ઉપડ્યા. એમના પગ ગઈ કાલ કરતાંય વધારે જોસથી આજે ઉપડતા હતા. હૃદય ઉપરથી ફીટકારનો બોજો ઉતારતા હાથ હળવા થઈ જઇને હર્ષમાં ઉછળી રહ્યાં હતાં.

પણ ચોટે ને ચોરે, હાટે ને બજારે, શેરીએ અને પોળે બસ એક જ વાત, એક જ વાત. એક જ વાત અને તે નાજા ભૂંભલીઆની વૃદ્ધ ને યુવાન, સ્ત્રી ને પુરૂષ, બાળક ને વટેમાર્ગુ બધાય નાજા પટેલની ઉદારતાની જ વાતો કરતા.

કેવડાની સોરમ દૂર દૂર ફેલાય એમ એની આ યશ-ગાથા ચોતરફ પથરાઇ ગઈ. અને છેવટે બાદશાહના સૂબાએ પણ આ વાત સાંભળી. એને 'આ નાજો કોણ? આટલો બધો ઉદાર! મારા કરતાં પણ વધારે યશ એનો ગવાય! એ અસહ્ય વિચારે, પોતાની વસ્તી હોય તો ગર્વ, અને ન હોય તો એને જોવાની ઇચ્છાએ અનુરંગી રંગે પૂરાતા સાથીઆ પેઠે અદ્દભૂત વિચાર તરંગો આવવા લાગ્યા. અને એ તરંગોમાં એ વિહરવા લાગ્યો.

"નાજો કોણ?" સુબાએ પોતાના હજુરીઆને પૂછ્યું.

"નામદાર! એ તો ભુંભલીનો પટેલ." હાથ જોડી હજુરીઆએ જવાબ આપ્યો.

"ભૂંભલી! ભૂંભલી કોનું રાજ્ય?" આતુર હૃદયે એણે જાણવા જીજ્ઞાસા બતાવી.

"નામદાર આપનું."

"એમ...." આશ્ચર્યમાં ડૂબી જતો સૂબો હર્ષમાં કુદ્યો.

"હા."

"ત્યારે મારે એને જોવા જવો છે. એ છે કેવો ?" સુબાની છાતી પૉરસાવા લાગી. "મારી વસ્તી આવી ઉદાર!"

"ન જવાય, સાહેબ! ભૂંભલી તો નાનું ગામડું છે. ન મળે સડક કે ન મળે રસ્તો. માત્ર ઉંડા ઉંડા ચીલાઓ વચ્ચે ગાડાં મહા મુશીબતે ચાલી શકે એવી તો એ ધરતી. ત્યાં ઘોડાગાડીઓ રથ, કે સીગરામ કેવી રીતે જઇ શકે ? આપ જેવા કોમલ ફૂલથી તો ત્યાં જઇ શકાય જ નહિ. અસહ્ય તાપ, ગાડાઓના ઉછાળ અને તેથી થતો અંગે અંગનો દુખાવો આપ નામદારથી સહન ન થાય. આપનો હુકમ હોય તો એને અહીં બોલાવીએ." હાથ જોડી સુબાને કાંઈ હેરાનગતી થાય એ બ્હીકે બ્હીતો હજુરીઓ નાજાને અમદાવાદ બોલાવવા માટે સુબાને વિનવવા લાગ્યો.

"નહિ, મારે પંડે જઇને તેને જોવો છે. એનો વૈભવ મારી આંખે મારે નિહાળવો છે." સુબાએ મક્કમ જવાબ આપી દીધો.

અને તરત જ નાજાને સૂબાનો પેગામ પહોંચાડવામાં આવ્યો. આવવાનો દિવસ નક્કી કરી મોકલ્યો ને નાજો તો સાંભળતાં ગાંડો, ઘેલો બની ગયો. "સૂબો મારે ઘેર!" આનંદમાં એ ગાંડા જેવો બની ગયો.

એણે રસ્તામાં ઉંડા પડેલા ચીલાઓ પૂરવા ઘઉંની વખારો તોડી નાંખી. ઘરે ઘરે ઘંટીઓના મીઠા શરોદો થવા લાગ્યા. અને કૂળીમાં લોટના ઢગેઢગ થવા લાગ્યા.

દિવસો ચાલ્યા. કાળ તો પ્રવાહની પેઠે ઝડપથી વહી જવા લાગ્યો, અને સુબાને આવવાનો વખત નજીકને નજીક આવ્યે જતો હતો. પટેલે લોટના ગાડા ભર્યાં; અને આખે રસ્તે બધા ચીલામાં લોટ પૂરાવી દીધો. રખેને સુબાની ગાડી આવા ખાડા ટેકરામાં ચાલે તો સુબાને અંગે અંગમાં દુખાવો થઈ જાય !

સૂબો આવ્યા. રસ્તામાં લોટ જોયો કારણુ સાંભળ્યું અને એની છાતી ગજ ગજ ઉછળવા લાગી. આંખોમાંથી હર્ષના આંસુઓ ઉભરાઇ ગળામાંથી મોતીની માળા તૂટી પડતાં મોતીની ધાર થાય એમ અશ્રુઓની હાર તૂટી પડી. આવી સ્વામિભક્તિ! મારી પ્રજા મને આટલી બધી ચાહે છે ! આશ્ચર્ય ! આનંદ ! આનંદ !!

સુબો આંગણે આવ્યો. વાંકી સીંગડીઓવાળા ધોરી જોયા, મારકણી ભેંસો જોઇ, ઘરનો ખેડુ વૈભવ જોયો અને સાથીઓની હાર જોઇ.

સુબો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. “ધન્ય છે! રાજ્ય અને જગતને પોષનાર જગતના તાત !” નાજાને વંશ-પરંપરાની પટલાઈ ને ગરાસ મળ્યો. તે નાજા ભૂંભલીઆને પોરસ ચઢવાથી એની બંડી કડેડાટી કરી તૂટવા લાગી, એના રોમે રોમમાં, અંગે અંગમાં, હર્ષ ઉભરાઈ જતો હતો, આનું નામ “પારસ”

*

# લાલી લેખે.

“ભાણા! જરા આ ચલમ માથે દેવતા માંડી આવ તો!” જરા ગળું ખુંખારી મૂછને વળ દેતા મામાએ પાસે પડેલા હોકા ઉપરથી ચલમ ઉપાડી રખ્યાનો ઢગલો કર્યો. બળી ગયેલી બજર ઠલવીને નવી ભર્યા પછી પાસે બેઠેલા ભાણેજના હાથમાં ચલમ આપીને મામાએ દેવતા લેવા જવાનું ફરમાવ્યું.

પાસે બેઠેલો તેરેક વર્ષની ઉમ્મરનો ફૂટતી મોહરીનો નાજુક યુવાન બાળપણ તજી યુવાનીમાં પગલાં માંડતો હતો, તેણે ચલમ લીધી અને પાડોશમાં રહેતા વાણીયાના ઘેર ગયો. ખડકી ઉઘાડીને અંદર પેસતાં અવાજ થયો કે તરત જ અંદરથી પડકારો થયો કે “કોણ છે ઇ?”

“એ તો હું, બ્હેન! જરા ચલમ માથે દેવતા માંડવો છે તે આપોને!” સ્હેજ શરમાતા ભાણેજે દેવતા માગ્યો.

મારા રોયા આવાને આવા લાગ્યા જ છે! જંપ વાળીને બેસવાય દેતા નથી. જાણે બાપની થાપણ મૂકી ગયા ન હોય! જા નથી દેવતા. અમે વાણીઆ તે વળી ચલમમાં દેવતા આપતા હોઇશું?” બાઇએ તાડુકીને રસો-ડામાં બેઠા બેઠા આ છોકરાને ધુતકારી કાઢયો. એવા ગુ-

સ્સાની વરાળોથી બાળક રડવા જેવો બની ગયો અને આંખમાં ઝળઝળીઆં આવી ગયાં અને અપમાનના ઘુંટડા ગળી જતો પાછો ગયો. એનો રડમસ ચહેરો જોઇ અનુભવિ મામો વસ્તુસ્થિતિ સમજી ગયો અને બોલ્યો “કેમ ભા, દેવતા ન મળ્યો ?”

“ ના, મામા, ઉંધું જોઇ પોતાથી રડી ન પડાય એ માટે હોઠ દાબીને બોલ્યો.

“ શું કહ્યું ? ” મામાએ હાથ ફેરવતાં આશ્વાસન આપીને કહ્યું.

બાળક બોલી ન શકયો. એનું હૈયું ભરાઇ આવ્યું.

“ છોકરાંથી છાશ ન પીવાય ” એમ કહી મામો ઉઠયો. ને એજ ઘરે ફરીથી ગયો. અંદર પેસતાં જ ખખડાટ થયો ને બાઇએ પૂછયું “ કોણ છે ઇ ? ”

“ બાઇ, હું છું, જરા દેવતા લાવો ને! આ ચલમ માથે માંડવો છે. ”

“ ના કહી તે સાંભળ્યું નહિ! છોકરાને ના કહી તે આ મોટા ભા થઈને હાલ્યા આવ્યા! અમે તે કાંઇ તમારા માટે નવરા બેઠા છીએ કે લાવજો દેવતા, દેજો પાણી, જાણે ચાકર ન હોઇએ! ”

“ કાંઇ નહિ ભા, બેઠો છું. કામમાં હો તો કામ કરીને પછી આપજો. ”

વાણીયણ બાઈ ભારેવાઈ હતી. સાસુનું ઘરમાં જોર

હતું અને બાઈને ખાવામાં હેરાન કરતી. સગર્ભા હોવાથી ખાવાનું મન ખૂબ જ થતું પણ ઘણી માવડીઓ હતો. અને સાસુની આડે ઘરમાં વહુનું ઉપજતું નહિ. આથી બાઈ બહુ મુંઝાતી. એવામાં પાડોશ વાડીયા ગામમાં સાસુને લોકીકે જવાનું થયું. સાસુનું જવા મન માનતું ન હતું પણ ના ઈલાજે ગયા વગર છૂટકો થયો નહિ ને એ ગયા. આ અવસરનો લાભ લઈ વહુ રસોડામાં બેઠી બેઠી સુખડી બનાવતી હતી અને ધણી જાગી ઉઠે તે પહેલાં ચોર ચોરી કરી ઉપાડી જવા જેવી તાલાવેલી ને ઉતાવળ કરે એવી ઉતાવળ વહુ કરતી હતી. કારણ કે એને સાસુ હમણાં આવશે તો વળી ફજેતો થશે એ બ્હીક હતી. પણ ઉતા-વળી સો ફેરા ફરે એ નિયમે આ ચારણે એ બાઇને કામ ચીંધ્યું ને એ સળગી ઉઠી. આવા વચ્ચે નડતા માણસો એને કેમ જ ગમે? એને તો આ ચારણ, મામા ભાણેજને દેવતા આપવાની ફૂરસદ જ ન હતી. એવામાં સાસુ પાછાં આવ્યાં. ઘરના આંગણામાં ચારણને બેઠેલો જોયો ને વહુને રસોડામાં દેખીને વહુ ખાઈ જતી હશે એ બ્હીકે ધુંવાકુંવા થયેલાં એકદમ પગ પછાડતાં રસોડામાં આવ્યા.

"શું કરો છો વહુ?" ને તાંસમાં સુખડી દાબેલી જોઈ પૂછયું "આ શું?"

"આ બહાર બેઠા છે એમની છે. વહુના કાળજામાં સાસુ ભાળીને ધ્રાસ્કો પડયો હતો પણ સાજા હોઠવાળો ઝટ ઉત્તર આપે, એવી રીતે એણે ઉત્તર ગોઠવી દીધો ને વખત

વિચારી સ્વસ્થ ચિત્ત કરી દીધું. અંતરમાં રાજી થઈ કે ચારણ બેઠો હતો તે સારૂં થયું. હમણાં સાસુ બહાર જશે ને સુખડી ખાઈ લઇશ.

" શું ઠર્યું છે ? "

" ચાર આના. "

ચારણ બેઠો બેઠો સાંભળતો હતો. એણે ચલમ બાજુએ મૂકી. ગુંજામાંથી ચાર આના કાઢયા ને કહ્યું " માં, લાવો ઝટ. મારે ઉતાવળ છે. "

વહુએ કહ્યું " હજી ઉની છે, ઘડીક રહેવા દે. લુગડાં બગડશે. "

વહુએ ધાર્યું કે સાસુ બહાર જાય તો હમણાં ચારણને કાઢી મૂકું અને ચારણને થયું કે લાગ મળ્યો છે તે ઝટ સુખડી લઇને રસ્તે પડું.

આમ ચારણ ઉતાવળ કરે ને વહુ ઢીલ કરીને મોડું ને મોડું કર્યે જાય. અંતે સાસુ ઉઠી ને તાંસ ઉપાડયો. રસોડામાં સાસુ વહુએ તાસની તાણાતાણ આદરી ને વહુ પાસેથી તાસ ઉચકાવી લઇને બહાર લાવી ચારણને કહ્યું. " હયો, ભા, તમારૂં છે ને અમારે શા માટે ઘાલી રાખવું જોઇએ. લાવો ચાર આના." ચારણે ઝટ પછેડી પાથરી ને સુખડી લીધી. ચાર આના આપ્યા ને પછેડાની ફાંટ વાળીને રસ્તે પડયો. ચલમ માથે દેવતા માંડવાય ઉભો રહ્યો નહિ. એને સુખડી મળવાથી હર્ષ થતો હતો, સાસુને ચાર આના

મળવાથી હર્ષ થતો હતો તે કરતાંય વધારે શોક વહુને સુખડી જવાથી થતો હતો. આમ એ ત્રીપુટી પોત પોતાના મનના ઉભરા સમાવતી હતી.

ચારણ આવ્યો. ભાણેજે મામાને દેવતા વગર આવેલો જોયો ને મશ્કરીમાં પૂછ્યું " કાં મામા ! શું થયું ? "

" થાય શું ? જો સુખડી લાવ્યો. " મામાએ સુખડી બતાવી.

ભાણેજના મોઢામાં પાણી છૂટયું. બન્ને ઉઠીને ગામ બહાર નીકળ્યા. બાઇ પાણીનું બેડું લઇને ઓશીયાળે મોઢે પાછળ પાછળ આવીને રસ્તામાં ચાલ્યા જતા ચારણને મળી. એની આંખમાં અશ્રુઓ હતાં.

" અદા ! મારી સુખડી......."

" તે હું શું કરૂં ભા, આ ભાણીયાને તો દેવતાય તું આપતી નહોતી ને........"

" મારે ઉતાવળ હતી અદા. "

" તે હું શું કરૂં ? "

" મને થોડી આપો. હું બે જીવ સોતી છું. મને પરા થઈ છે. " બાઇએ આજીજી પૂર્વક સુખડી માગી.

મામાએ જોયું કે બાઇનો જીવ સુખડીમાં ભરાયો છે. મામે થોડી સુખડી બાઇને આપી ને બાઇએ એ લઇ માથે બેઢામાં મૂકી. એની આંખમાં તેજ ચમકયું ને એણે આ-શિર્વાદ આપ્યો.

મામો ભાણેજ ગામને પાદર તળાવની પાળે ચઢીને સુખડી ખાવા બેઠા.

( ૨ )

હિલોળા દેતા તળાવની પાળે ઘેઘૂર વડલાઓની છાંયા ખૂબ જ દૂર સુધી પથરાયલી હતી. અને તળાવના આરામાં એક ધોબી ઉભો ઉભો ધોતો હતો. પાળે કેટલાંક લુગડાં સૂકવ્યાં હતાં અને થોડે છેટે એક ટાયડું બાંધ્યું હતું. ધોબીનું છોકરૂં બેઠું બેઠું જારનો સુકો રોટલો બટકાવતું રમતું હતું.

મામો ભાણેજ એક બીજાની તરફ જોતા ને હસતા હસતા સુખડીની ફાંટ છોડીને ખાવા બેઠા. સુખડી જોઈ બાળક લલચાણું. એણે રોટલો ફેંકી દીધો ને રડવા માંડયું. ત્યાં ધોબી લુગડાં ધોયેલાં સુકવવા પાળ ઉપર આવ્યો ને બાળકે એને જોઇને સુખડીનું બટકું ધર્યું. બાળકે લેવા હાથ લંબાવ્યો, ત્યાં તો ધોબીએ 'ના, ના,' કહી વિવેક દર્શાવ્યો.

"નહિ શું, છોકરૂં છે ના!" મામે આગ્રહ કરી આપ્યું.

"પણ એ તો એને હેવા છે. એમ તે કાંઈ જે ને તે કોઈની પાસેથી લેવાય?"

"કાંઇ નહિ ભા. અમેય ક્યાં પૈસા ખર્ચ્યા છે. આ માર્ગે આવતાં રસ્તામાં ખાણુ દીઠી તે થોડી ખોદીને બાંધી લીધી. એમાં શું માંઇ!" મામે મધ મૂક્યું.

"હું........સુખડીની ખાણ!" આશ્ચર્યમાં ધોબી બોલી ઉઠયો.

"હા; ભા, હા. ખાણ, ખાણ, સુખડીની ખાણ! કેમ માન્યામાં નથી આવતું ?" મામે વાતમાં મોણ નાંખ્યું.

ધોબી જોઈ રહ્યો. એનું મન આવી વાત માની ન શકયું. મામો ઉઠયો ને પાળે ચઢીને દૂર દૂર ખેતરો વચ્ચે થઇને છાણાની ગાંસડીઓ લઇને જતી બાઇઓ બતાવી કહ્યું "જો પેલી! પેલી બાઇઓ સુખડીની ગાંસડીઓ બાંધી જાય છે."

ધોબીએ એ જોયું એના મોઢામાં પાણી આવ્યું. મફત મળતું લેવા કોણ ન જાય? એ મૂર્ખ સમજ્યા વગર સુખડી લેવા જવા લલચાણો. એને સુખડીની ગંધથી કાંઇ કાંઇ થઈ જવા લાગ્યું ને એ બોલ્યો, "તમે હમણાં અહીં જ બેઠા છો ને?"

"આ બેઠા જ છીએ ને! હજુ તો કાંઈક ખાશું પીશું તે વાર તો થશે જ ને!" મામે હિંમત દીધી.

"ત્યારે આ લુગડાં ને છોકરાની ખબર રાખજો."

"સારૂં." મામા ભાણેજે ખાતાં ખાતાં જવાબ દીધો.

"જોજો હો! રાજના લુગડાં છે. જશે તો મારૂં આવી બનશે."

"અરે બેઠા જ છીએ ને!"

ને ધોબી ઉપડયો.

મામે તરત જ સંકેલ્યું. ખાધું ન ખાધું ને મોઢું ધોઇને પાણી પીધું. સુખડીનો દાબડો ખડીયામાં નાખ્યો ને ખડીયો ટાયડા માથે મૂકીને લુગડાં એકઠાં કરી ગાંસડીઓ બાંધી ટાયડા ઉપર લાદી ને મામો ભાણેજ બીજી દિશાએ પ્રયાણ કરી ગયાં.

ધોબી તો રસ્તામાં ખુબ રખડયો ને છેવટે રાડે રાડો પાડી સીમ ગજવી મૂકી જાણે હરાયું ઢોર. છેવટે એ પેલી ગાંસડીઓ વાળી બાઇઓ પાસે દોડતો દોડતો આવ્યો અને બોલ્યો. "બાઈ, ખાણ કયાં છે? મને બતાવો ને!"

"ખાણ શેની?" એક બીજી સામું જોઇ હસતાં પૂછયું.

"સુખડીની"

"ગાંડો થયો છે સુખડીની ખાણ કોઈ દિવસ સાંભળેલી કે જોયેલી ખરી?"

"હા, હા. પેલો ઘોડાવાળો મને કહેતો હતો કે સુખડીની ખાણ છે."

તે બાઇઓ ખડખડાટ હસી પડી. અને તેનો પડઘો સીમમાં પડયો. શો મૂર્ખ છે ને! ધોબી શરમાયો ને પાછો આવીને જૂએ તો ઘોડું, કપડાં, કે મુસાફર કોઇ ન મળે. છોકરો બેઠો બેઠો વડલાને છાંયડે રમતો હતો. ધોબી શરમ અને શ્રમ, પશ્ચાતાપ અને દુઃખથી અધમૂવા જેવો બનીને નીચે બેસી ગયો. ને આંખમાંથી બોર બોર જેવડાં આંસુઓ ખરી પડયાં.

( ૩ )

સૂર્યનારાયણ અસ્તાચળ ભણી વેગભર્યા ધશ્યા જતા હતા. ત્યારે બે મુસાફરો કોઈ ઠેકાણે રાતવાસો રહેવાના ઈરાદે અને પોતાની પાછળ ધોળી આવતો તો નથીને એ બીતીએ, મામાના પરાક્રમો જોઇને ભાણેજ આશ્ચર્ય પામતો હતો, અને મામો પોતાના પરાક્રમથી મલકાતો હતો.

"મામા ! રાતવાસો ક્યાં કરશું"

"હજુ, છોકરૂં તે છોકરૂં જ તું તો રહ્યો."

"કેમ મામા એમ !"

"આવડા મોટા દેશમાં કોઇ ગામડું રાતવાસો રહેવા નહિ મળે !"

"અરે મામા ધર્મશાળામાં તો સહુ કોઇ ઉતરે. એમાં તે શું પરાક્રમ! અજાણ્યામાં મોખ કરીને રહીએ તો ઠીક.

"એટલે ?"

"માલ મલીદા ખવરાવે તો જ ઉતર્યા કહેવાઇએ અને એનું નામ જ ઉતર્યા પ્રમાણ !"

મામો સમજ્યો કે ભાણેજ હજુ વધારે પરાક્રમો જોવાની ઇચ્છા રાખે છે. એને મન એ વાત તો નજીવી હતી. દુશ્મનો વચ્ચે સુખચેનમાં રહેતાં એને આવડતું. તો અજાણ્યામાં રાતવાસો રહેવામાં તો મુશ્કેલી જ એને શું હોય! એણે ધીમેથી એક ગામના પાદરમાં માથે પાણીની ચકચકતી પીત્તળની હેલ લઇને જતી એક દિકરીને પૂછ્યું "બાણી ! આ નેસ કોનો ?

"આ તો ભાણુા રબારીનો નેસ." કહી એ તો ઉતાવળી ઉતાવળી છીંડેથી અંદર સરી ગઈ.

મામો ભાણેજ ઉભા થઇ રહ્યાં. ને થોડીવારમાં બીજી પનિહારી નીકળી. "બ્હેન! ભાણુા રબારીનું ઘર ક્યાં આવ્યું ?"

"એ...પેલ્લી...બાજૂ..." બાઇએ આંગળીથી છેટે છેટે બતાવ્યું.

"સહુ છે તો મજામાં ને!" મામે શરૂઆત કરી.

"અરે ભાઈ! શું કહું, હમણાં જ બીચારાની એકની એક દિકરી ગુજરી ગઈ." બાઈએ ખરખરો કર્યો.

"હેં ગુજરી ગઇ." આશ્ચર્યમાં મામાએ જાણે કોઇ સગું ગુજરી ન ગયું હોય એવો આબાદ ઢોંગ શરૂ કર્યો.

"હા, ભાઇ. બીચારી ગગી મરી ગઈ." ને એ બાઈ ચાલી ગઇ.

મામો ભાણેજ મૂંગા મૂંગા એક બીજા સામે આંખોના ઇશારાથી વાતો કરી લઇ ગૂપચૂપ ઉભા અને કોઇ ત્યાંથી નીકળે એની રાહ જોવા લાગ્યા. એવામાં એક માણસ નીકળ્યો. મામા ભાણેજે એમને ઘોડું ભળાવ્યું. અને પોતે તેને આગળ ચાલવાનું કહી ગુડોવાળી મામો ભાણેજ કાણ કરવા ઉપડયા.

મામાની યુક્તિ ઉપર ભાણેજ મનમાં હરખે જતો હતો. ઘર આવ્યું ને રબારણ બ્હાર નીકળી. મામા

ભાણેજે ખરખરો કર્યો. "બ્હેન ! ભાણી તો મરી ગઈ ! માળું ભારે ખોટું થયું !"

"હા, ભાઇ, મારી એકની એક હતી એય ઠાકરને નો ગમ્યું." રબારણનું હૈયું ભરાઈ આવ્યું. માતૃત્વના સ્નેહને લીધે એની આંખમાંથી અશ્રુઓ સરી પડયાં. મામા ભાણેજે સાન્તવન આપ્યું અને થોડી વારે વાતોએ ચડતાં રબારણનો ઉભરો શમ્યો.

મામા ભાણેજે મ્હો ધોયાં. રબારણે વાળુ કરાવ્યા ને ખાટલા ઢાળી આપ્યા એ ઉપર લાંબા થઇને સૂતા. આજે કરેલા પરાક્રમોના હર્ષમાં બન્નેનાં અંતઃકરણ પ્રફુલ્લીત હતા. એકનું આશ્ચર્યથી અને બીજાનું આનંદથી ભરવાડ તો વહેલો ઉઠીને પહર ચારવા ચાલ્યો ગયો.

સવારમાં મામો ભાણેજ ઉઠયા. દાતણ પાણી કર્યા ને બ્હેનને બેસારી. "બ્હેન, ભાણીએ સંદેશો કહાવ્યો છે."

"મારી લાલીએ !" અર્ધાગાંડા જેવી રબારણ દીકરીના નામથી કાલીતુલી બની ગઈ.

"હા, બ્હેન. અમારી પાડોશમાં જ એ રહે છે."

"હેં !" એ આશ્ચર્યમાં જોઇ રહી.

"હા. હમણાં જ એ ત્યાં રહેવા આવી. અહીં ગુજરી ગઇ અને બીજે દિવસે એ ત્યાં રહેવા આવી છે."

"છે તો સહુ હીમખીમ ને !" માતૃત્વ ઉછળી આવ્યું. હૈયાફૂટી રબારણ કાંઇ સમજી શકી નહિ. કે મરેલું પાછું આવે !

"સુખી છે, પણ થોડુંક દુઃખ છે."

"શું ?"

"ઘરમાં કાંઇ વાસણ કુશણ જ ન મળે ને !"

"ત્યારે ઢોર શેમાં દુએ છે ?"

"શેમાય નહિ. બીચારી બહુ જ દુઃખી છે. એટલે અમને કહે કે તમે જાવ છો તે ઘેર જતા આવજો અને વાસણકુશણ ને થોડી ઘરવખરી લેતા આવજો. અમે તો ખોટી થઇને આ તમને સંદેશો પહોંચાડયો. અમારે તે બીજું શું ? અમારાથી એનું દુઃખ જોયું જતું નથી !"

રબારણના હૈયામાંથી માતૃપ્રેમની હેલી છૂટી. એ ઉઠી અને ઘરમાં હતાં એટલાં બધાય વાસણો લાવીને મામા ભાણેજ પાસે ઢગલો કર્યો. "લઇ જાવ ! આ બધું મારી લાલીને દેજો."

મામા ભાણેજે બધાં વાસણ બાંધીને ઘોડા ઉપર લાદ્યાં અને રસ્તે પડયા. રબારણે પોતાની દીકરીની ખબર રાખવાને અને સાચવવાને ખૂબ જ ભલામણ કરી. એને કોઈ રીતે ઓછું આવવા નહિ દેવા ખુબ જ ભલામણ કરી અને પાદર સુધી જઇને વળાવી આવી.

બપોર થયા ને ભરવાડ ઘેર આવ્યો. હાથ ધોયા. મ્હોં ધોયું અને બંડીની કાંડા ઉપરની કરચલીઓ ઉંચે ચડાવી. મૂછને વળ દેતો એ આવીને ભાણે બેઠો.

ભરવાડણ રોટલા ટીપતી હતી. એણે રામપાતરમાં દૂધ અને કુંડામાં રોટલો મૂકયો.

વગડામાંથી તાપનો બળ્યો ઝળ્યો ભૂખ્યો થએલો ભરવાડ ફાટી આંખે જોઇ રહ્યો. એણે રબારણને પોતાના કાર્યમાં નિમગ્ન જોઇને બરાડો પાડયો. એની આંખો ક્રોધમાં લાલચોળ બનીને ફાટી ગઇ. "વાસણો ગયા કયાં તે આજે ઠીકરાના વાસણો આવ્યા?" ધ્રુજતો ધ્રુજતો એ બોલ્યો.

"એ તો લાલીને બધાં મોકલ્યા." જાણે પોતે ખૂબ પરાક્રમ કર્યું હોય એમ ગર્વથી તે બોલી ઉઠી. ભરવાડના ક્રોધની એને દરકારે ન હોય એમ શાન્ત એ તો બેસી રહી.

"લાલી કોણ?" પગ પછાડતો ભરવાડ તાડૂકયો.

"બસ, એટલી જ વારમાં દિકરીને ભૂલી ગયા!" એની આંખમાં આંસુઓ આવી ગયાં. આંસુ એ સ્ત્રીઓનું મહાન હથીયાર છે.

"એ તો હવે મરી ગઇ. એનું શું?"

"હા, હા, એ જ તો. એણે ત્યાંથી માણસોને લેવા મોકલ્યા હતા. એને બીચારીને વાસણ નહોતાં, એટલે એણે અહીંથી મંગાવ્યા તે મેં મોકલ્યાં. છોકરાં વાસણ વન્યા ટળવળે ને આપણે વાસણની સાહ્યબી શી! હજુ નવું નવું હોય ને એણે વાસણ કયાંથી વસાવ્યા હોય. હજુ તો ગણ્યા દહાડા થયા છે!" ભરવાડણે રડતાં રડતાં બધી વાત કહી.

ભરવાડની આંખો ગુસ્સામાં લાલચોળ બની. એ

બધું સમજી ગયો ને રાડ પાડી બોલ્યો. રાંડ! કોઇ ધૂતી ગયું. મરેલાં ને વળી વાસણોનો શો ખપ!"

ભરવાડ બ્હીની. એણે આ મામા ભાણેજની બધી વાત કહી. ને ભરવાડ હાથ ધોતો ઉભો થઇ ગયો. ફળીમાં પોતાની જોજનપંથી સાંઢય બાંધી હતી. એના ઉપર કાછો માંડતોકને ઝટ પલાણ કરીને સાંઢય પાછળ ઝોકારી દીધી.

મામો ભાણેજ પાછળ જોતા જાતા અને હસતા ચાલ્યા જતા હતા. તેમને બીતી હતી. અને એમની એ બીતી ખરી પડતી એમણે જોઈ. મામા તરફ હાથ લાંબો કરી ભાણેજે કહ્યું, "મામા! મરી ગયા. કાળ પાછળ ઉડયો આવે છે!"

મામે રબારીને જોયો ને એના મોતીઆ મરી ગયા. એણે ખડીઆ ખભે લીધા અને ઘોડી નીચે રહેવા દઈને પાસે જ આવેલા એક ઘંઘૂર વડલાની ડાળોમાં સામાન છૂપાવ્યો. મામો ભાણેજ લપાતા છૂપાતા ઓળકામડ કરતાં હોય એમ એક ડાળેથી બીજી ડાળે છૂપાતા ફરવા લાગ્યા.

ભરવાડે એમને ઝાડે ચડતા જોયા હતા. તેથી એણે પણ સાંઢય બરાબર વડ નીચે ઝોકારી ને પોતે ઉપર ચડવા લાગ્યો. એવામાં સાંઢય ઉભી થઇને વડના પાન ખાવા લાગી. મામાં ભાણેજે સંકેત કરી લીધો. ને સામાન ખભે ભરવી જે ડાળ નીચે સાંઢય ઉભી હતી તે ડાળે આવ્યા

અને આંખો મીંચીને નધાતીયા કરી સાંઢય ઉપર કુદી પડયા ને સાંઢય તરત જ ઉપડી.

ભરવાડ જોઈ રહ્યો. નીચે ઉતરી ઘોડી પાછળ દોડાવી. પણ પવનવેગી જોજનપંથી સાંઢયને ટાયડી ઘોડી કેટલુંક આંબે !

જો ભરવાડ પહોંચી શકયો હોત તો બન્નેને લાલી પાસે વિદાય કરીને સંદેશો આપવા મોકલત પણ સાંઢયને પહોંચી શકાયું નહિ એટલે છેવટે એણે હાથ ઉંચો કરી બૂમ મારી, "એ ઈ સાંઢય પણ લાલી લેખે લઇ જા." ને ઘોડી લઇને હાથ ઘસતો પાછો વળ્યો.

*

# હુંડી.

સૂર્યનારાયણ રાશવા ચઢ્યા હતા. ગાયોનાં ટોળાં ખીલેથી છૂટી ધણમાં જતાં હતાં તેવે વખતે આલશી ઘાંચી પોતાની ઘાણી ઉપર બેઠો બેઠો બળદને હાંકતો હતો, લાંબી કાળી દાઢી, ટકો મૂંડો કરાવેલ માથું, ઉઘાડું શરીર અને, કાળી મશ જેવી ફાટલ ચોરણી અને સાથોસાથ તેલ પી પીને બનેલી હનુમાન જેવી ઘાણી એ બધાનો રંગ એક થઇ ગયો હોવાથી જ્યારે આલશી ઘાંચી સાનીને સંકોરતો પોતાના બળદને ડચકારો કરી હાંકતો ત્યારે જ તે ઘાણીએ બેઠો છે એમ આપણને લાગતું. આંખે અંધારી બાંધેલી હોવાથી અજ્ઞાની મનુષ્યો જેમ સંસારમાં પરિભ્રમણ કરે છે એમ એ જાણે કે હજારો ગાઉ કાપતો હોય એવી રીતે સવારથી સાંજ સુધી ઘાણીનો કાળો બળદીઓ ચાલ્યાજ કરતો અને સાંજે અંધારી છૂટતાં જૂઓ તો ત્યાંનો ત્યાંજ એ હોય. આ એનો જીવનક્રમ હંમેશાં ચાલતો એટલે એને કાંઇ નવીન ન લાગતું.

આલશીને ત્યાં મહેમાન આવેલા તેઓ સવારનું શીરામણ કરવા બેઠેલા. એમની સાથે આલશી વાતો કરતો જાય ને ઘાણી હાંકતો જાય. નીચે તેલની ધાર થાય ને ટીપાં ટપકે. અને એની ગંધે બળદ પોતાની જીભ બહાર કાઢી મોઢું ચાટતો જાય.

એવામાં રામજી શેઠ ઉઘરાણીએ આવ્યા. લાંબી છાલનું બાલાબંધી કડીયું પહેરેલું. કાંડા ઉપર કડછલીના થોક, માથે બગસરાનો ફેંટો ને ખભે ફાટલું ફાળીયું. પગમાં કેટલાય થાગડાવાળા દેશી જોડા. અને તેય વળી નાળ વગરના પહેરી બગલમાં ઉઘરાણીની ચોપડી લઇને શેઠ ઘાંચીવાડામાં થઇને આલશીને બારણે આવ્યા

“ આલશી ઘાંચી છો કે ? ”

“ એ...હા...આવો આવો, રામજી શેઠ. ”

“ હા...ભાઇ. પઇસા આપશો ? ”

“ ઉભા રહો આપું છું ” મોઢું બગાડી આલશીએ મહેમાન હોવાથી પૈસા આપવાની હા કહી. એને આવે વખતે ઉઘરાણી આવેલા રામજી શેઠ ઉપર ખોટું લાગ્યું હતું.

એ ઉઠયો. ઘાણી પાકી ગઇ હોવાથી નીચેનો સળીયો કાઢી લીધો ને તપેલામાં તેલની ધાર થઇ. ઘાંચીએ તેલ ડબામાં નીતાર્યું ને સ્હેજ નીચે ઢળી પડયું. આલશી ઘરમાં પૈસા લેવા ગયો. રામજી શેઠ જાતે વાણીયા. જરાય તેલ નકામું કેમ જવા દે! તરતજ નીચે બેસી પગમાંથી જોડા કાઢી આંગળી વતી તેલ ચોપડવા મંડયા. આલશીનું કાળજું બળી ગયું. લોભી આલશીથી એ સહન કેમ થાય ? પણ બોલ્યો નહિ. પૈસા આપ્યા ને શેઠ રસ્તે પડયા. પણ પોતાની આબરૂ ઉપર જનાર રામજી શેઠ ઉપર ગુસ્સે થયેલો

આલશી બબડયો. "છે ને કંજુસનો બેટો. !" ને એ અટ્ટ-હાસ્ય મહેમાન સામે જોઈ હસ્યાં.

આ અટહાસ્યનો પડઘો રામજી શેઠના કાને પડયો. એ કંપી ઉઠયો. વાણીયાની આબરૂ ઘાંચી લે ! એ વિચારે એ ધ્રુજી ઉઠયાં. એ તરતજ આંગણામાંથી પાછો વળ્યો અને બોલ્યો.

" આલશી ઘાંચી તેલ વેચવાનુ છે ?"

" હા. શેઠ વેચવાનું જ છે ને ? "

" બોલો આજે વસંતપંચમી છે. ભીમઅગીઆરશે કેટલું પતવશો. ?"

" પાંચસો મણ " આલશી ઘાંચી આટલું બધું તેલનું ઘરાક જોઇ રાજી રાજી થઈ ગયો.

" ભાવ ? "

" આઠ રૂપીએ મણ. "

" કબુલ. " સાટું કબુલ થયું. ને પેલા મહેમાનોને શેઠે સાક્ષી તરીકે રાખ્યા.

આલશીએ તરતજ વિચાર કર્યો. 'ચાર મહીનામાં પાંચશેં મણ ઉતરશે ?' પણ ગામમાંથી તેલ ખરીદી લઈશ એમ વિચારી એણે સંતોષ માન્યો અને ખુબ જ નફો મળશે ધારી મલકાયાં વાણીયા પ્રત્યેનો તીરસ્કાર પલટાઇ ગયો. વાણીઆ જેવી ડાહી જાત તો એ નહીને !

રામજી શેઠે આખા ઘાંચીવાડાનુ તેલ ખરીદી લીધું. સૌએ પોતાના ગજા કરતાંય પાંચ પાંચ ગણું તેલ વેચ્યું.

સોદા થયા ને રામજી શેઠ આટલા બધા તેલને શું કરશે એમ સહુ વિમાસી રહ્યું. શું તેલનો કાળ પડવાનો ?

પણ રામજી શેઠના પેટની કોઇનેયે શી ખબર પડે !

આખો ઘાંચીવાડો રાતને દિવસ ઘાણી ફેરવે. ઘડીએ ઘાણી બંધ પડે જ નહિ. કચૂડ કચૂડ અવાજ થાય ને સહુ જાગે. જાણે કોઇ ઉત્સવ આવ્યો હોય એમ આખા ઘાંચીવાડામાં દેખાતું. એમ કરતાં ભીમઅગીઆરશ આવી. થોડા દિવસ રહ્યા ને સહુ ઘાંચી ઘાંધા બન્યા. તેલ ભરવાના બારદાનનોય ટોટો પડી ગયો હતો. ઘાંચીઓ આસપાસમાં તેલ માટે જાય. ને જ્યાં જાય ત્યાં એકજ જવાબ મળે. “ ભાઇ, હજુ અમે આ રામજી શેઠને તેલ આપ્યું છે તેય પુરૂં નથી ને ! ”

સહુ વિમાસી રહ્યું. રામજી શેઠે બધાનું તેલ રાખ્યું છે તે હવે એમને બીજું પુરૂં કયાંથી કરી દેવું ?

ગભરાયલો આલશી ઘાંચી તો એક ગામથી બીજે ગામ ફાંફળીયા મારે. પણ જ્યાં જાય ત્યાં એકનો એકજ જવાબ અંતે થાકયો, હાર્યો, નીરાશ બનેલો આલશી વીલે મોંયે પાછો આવ્યો. એના મોઢા ઉપરનું તેજ ઉડી ગયું. શરમનો માર્યો એ ઘરમાં બેસી રહેતો.

ભીમએકાદશી આવી ને શેઠે પેલા આલશીના વેવાઇઓને તેડાવ્યા. સોદો કર્યો ત્યારે એ સાક્ષી હતા. એટલે એમને હાજર રહેવુંજ જોઇએ ને !

કાંટો મંડાયો. અને શેઠ એક તૂટલ કુડલું લઇને

આવ્યા. તેલ જોખાય અને એ કુડલામાં ઠલવાય. બે ધારણો થઈ ને આલશીએ બારદાન મંગાવ્યા. “શેઠ, આ બધું તેલ ભરવાના બારદાન તો લાવો?”

“આવે છે.”

“વળી બે ધારણુ જોખાઇને આલશીએ બારદાન માંગ્યા.”

“આવે છે” શેઠે ઠંડે કલેજે જવાબ આપ્યો.

“પણ આ કુડલું તો ભરાઈ ગયું.”

“તમે તમારે રેડે જાવ. એ નહિ ભરાય. હજુ અધુરૂં છે.”

“અરે, પણ શું ધૂળ અધૂરૂં છે? જૂઓને ભરાઈ તો ગયું.” સ્હેજ તપી જતાં આલશી ઘાંચીએ કહ્યું.

“અરે, આ તેલ હાલ્યું જાય. માળું ફૂટલું લાગે છે. પેલા મહેમાનો બેઠા બેઠા હુકકો પીતા હતા તેમાંથી એકે કુડલામાંથી ચાલ્યા જતા તેલ તરફ આંગળી ચીંધીને કહ્યું.

“ભલેને જાય.” શેઠે જવાબ આપ્યો.

કુડલું ફૂટલ હતું અને તેલની ધાર થવા લાગી. નીકો થઇને વહેવા લાગ્યું પણ શેઠની છાતી ધડકી નહિ. મહેમાનો ઓછા ઓછા થઇ જવા લાગ્યા. આલશી ઘાંચી ગભરાઈ ગયો “તેલ....વહી....જાય છે....” એનાથી બૂમ પડાઇ ગઇ. પણ રામજી શેઠનું રૂંવાડુંય ન ફરકયું.

પછી તો તેલ જોખાય ને કુડલામાં નંખાય. ને તેલ ઉપર થઇને હાલ્યું જાય. તેલના નીકો બંધાણીને આખા ઘાંચીવાડામાં તેલ તેલ થઇ રહ્યું.

ઘાંચીઓ બધા ભેગા થયા. ને શેઠના પગમાં પડયા, "શેઠ! માબાપ! ઉગારો."

"પણ છે શું ભાઇ! મારૂં સાટું તો પૂરૂં કરો!"

"અમે ભૂલ્યા. શેઠ! શું છે અમારો ગુન્હો કહો. તમે માવતર છો."

મહેમાનને ભૂતકાળ યાદ આવ્યો. આલશીની આંખમાંથી બોર બોર આંસું પડયાં ને રામજી શેઠ શાન્ત ગંભીર બનીને બેસી રહ્યા.

"મારો વાંક માફ કરો. ભૂલ થઈ. મને ભાન ન હતું." આલશી કરગરી પડયો ને શેઠે પશ્ચાતાપ કરતા આલશીના શબ્દો એ જ મહેમાનોની હાજરીમાં પાછા એના મોઢામાં બોલાવ્યા અને તૂટલા તેલનો ભાવ કરી ખોટના પૈસા બધા ઘાંચીઓ પાસેથી લઇ રામજી શેઠ ગામમાં ન્યાલ બની ગયા. ઘડી પહેલાના સાધારણ ગણાતા રામજી શેઠ ગામમાં નગરશેઠ બની ગયા. અને પછી તો વેપાર ખેડયો ને રામજી શેઠનો વાવટો ચોરાશી બંદરે બંદર ફરકવા લાગ્યો. દેશ દેશાવરમાં એમની પેઢીઓ બંધાઇ ને એમની શાખા વધી પડી.

(૨)

લાંબી લાંબી માથે જટા ને શરીરે રક્ષા ચોપડેલા નાગા બાવાઓની એક જમાત આવીને ગામને પાદર પડી. સાથે ઘોડા હાથીનો પાર નહિ, ઉંટીઆ તો પાર વગરના. બાવાઓની આ જમાત કાશીની જાત્રાએ જતી હતી, સાથે પૈસાનોય પાર નહિ. ગામો ગામ પૈસા ઉઘરાવે. મફત ખાવાનું મેળવે

અને મજલ દરમજલ મૂકામો કરતા, પૈસા ઉઘરાવતા, માલમલીદા જમીને આગળ વધ્યે જતા હતા. પૈસા ખૂબ વધી પડયા હોવાથી અને કાશી હજુ ઘણું ય દૂર હોવાથી મહંતની ઇચ્છા હુંડી લેવાની હતી. તેથી બેચાર નાગડા બાવાને મહંત ગામમાં આવ્યા અને કોઇ હુંડી લખી આપે કે નહિ તે વિષે પૂછયું.

હજારો રૂપીઆની હુંડીને કાશી જેટલે દૂર. એટલી બધી શાખ કોની હોય? તે વખતે કાંઇ ટપાલ કે તાર કે રેલ્વે થોડાં જ હતાં? પગની મુસાફરીએ તે દિવસે કાશી પહોંચવું એ તો ધરતીને છેડે પહોંચવા જેવું ગણાતું. એટલે બધે કોને ઓળખાણ હોય? જેને પૂછે એ જવાબ આપી શકે નાહ. પણ રામજી શેઠની ગૃહસ્થાઇથી બળી જતો એક ઈર્ષાખોર શેઠીઓ પોતાની દુકાનમાં બેઠો બેઠો નામું લખતો હતો તેણે મોઢું બહાર કાઢયું. બાવાની જમાતને બેસારી ને ધીમેથી વાત પૂછીને કહ્યું, "આ ગામમાં રામજી શેઠ છે. તે તમને હુંડી લખી આપશે. બીજે રખડવું રહેવા દો." શેઠે રામજીશેઠની મશ્કરી કરાવવા માટે દીવાસળી ચાંપી.

બાવા એટલે અડીખમ જંગલી મનુષ્યો. ન સમજે હામાં કે ન સમજે નામાં. કહ્યું એટલું કયે જ છૂટકો. પકડેલું નાડું મૂકે જ નહિ. જાન જાય તો હક્ક પણ પાછી પાની કરે નહિ. તેઓ તરત જ રામજીશેઠનું નામ પૂછતાં દુકાને આવ્યા.

"શેઠ રામજી શેઠકી દુકાન કહાં!"

"પધારો, મહંતશ્રી. આ જ દુકાન એમની છે." ગુમાસ્તાએ આદરસત્કાર કર્યો.

"હુંડી લીખ દો."

"કહાંકી? કીતની?"

"કાશીકી. એક લાખ રૂપીયેકી."

ગુમાસ્તો ઠરી ગયો. કાશીની હુંડી? ત્યાં કોના ઉપર?

એ ન બોલ્યો. મહંતે રૂપીઆનો ઢગલો કરાવવા માંડયો. અને ખભે વજન ઉંચકી આવેલા બાવાઓ બળતા ખંભાને વિશ્રામ આપવા ધડો ધડ થેલીઓ પછાડવા લાગ્યા.

ગુમાસ્તો ગભરાઇ ગયો. એ ધ્રુજી ઉઠયો. 'શેઠની આબરૂ કેમ રહે?'

મહંતને બેસાડી ગુમાસ્તો દોડતો ઘેર ગયો. શેઠને બધી વાત કહી. ને શેઠ ગભરાઇ ઉઠયા. ના કહે તો શાખ જાય. ગામના માણસોએ આજે વેર લીધું એમ એને લાગ્યું. પણ શેઠ બુદ્ધિશાળી હતા. કાંઇક ઉપાય શોધી કાઢવો જોઇએ, એમ એ વિચારમાં પડયા. એમના ફળદ્રુપ ભેજામાં આજે કાંઇ સમાસ ન હતાં. એ બ્હેર મારી ગયેલું મગજ કાંઇ પણ ઉપાય શોધી શકયું નહિ. ગભરાઇ ગયેલા અકળાતા મૂઝાતાં શેઠની આંખમાંથી બે અશ્રુઓ લપાતાં છૂપાતાં સરી પડયા ને સામે આવી ઉભેલી એમની સોળ વર્ષની

દીકરીનું હૈયુ ભરાઇ આવ્યું. એ આવી બાપના પગમાં બેસી ગઇ.

શેઠ ચમકયા. આંખો આડું જોઇ લુછી નાખી.

"બાપા! શું છે?" સજળ નયને એ જોઇ રહી."

"કાંઈ નહિ બેટા, જા તારૂં કામ કર."

"ના. મને કહો."

"'સ્ત્રીહઠ,' 'બાળહઠ.' કોઇ પહોંચે?'"

શેઠે બધી વાત કહી. ને એ હસી પડી. "બાપા એમાં શું?"

સાઠ વર્ષનું અનુભવી ભેજું જે ગુંચ ન ઉકેલી શકયું એ ગુંચ આ બાળક બુદ્ધિ શું ઉકેલવાની હતી? શેઠના મગજમાં પ્રશ્ન ઉપજયો ને તરત જ પાણીના પરપોટા પેઠે દબાઇ ગયો; એ હસ્યા. સ્મીત હાસ્ય એમના ચ્હેરા ઉપર ફરકયું પણ એમાં હર્ષનો ઉભરો ન હતો. તીરસ્કારની છાંટ હતી.

"શું તું સમજી?"

" સાનોજ સવાલ છે ને? ત્યાં પહોંચાડવાનો જ ને?"

"એટલે?" ઝીણી આતુર આંખો ખેંચાઇ

"એટલે, એટલે શું પૈસા ત્યાં પહોંચાડી દઇએ તો આબરૂ રહેને!"

'હા.' હર્ષના ઉમળકામાં ગાંડા પેઠે બાપ કુદ્યો.

"ત્યારે એ બધું મારે માથે. જાવ હુંડી લખી દ્યો."

જાણે નજીવી બાબત હોય એમ દીકરી બોલતી અંદર ચાલી ગઇ.

શેઠ ન સમજ્યા. એ જતી દીકરીની પૂંઠ પાછળ જોઇ રહ્યા. ને પાછળ બબડયા. "શી છોકરી છે ને! કોનું ઘર દીપાવશે ?"

શેઠ દુકાને આવ્યા. ગુમાસ્તાઓએ ચોપડા લખવા માંડયા ને મહંતને મોડુ થયું હોવાથી એ સ્હેજ ઉતાવળ કરતા હતા.

શેઠે હુંડી લખી આપી. ગુમાસ્તાએ લખીને શેઠે નીચે મતુ કર્યું. ગુમાસ્તો ફાટી આંખે જોઇ રહ્યો. ને એના હોઠોના ફફડાટમા અસ્પષ્ટ ધ્વની ઉઠયો. "નહિ સ્વીકારાય તો......."

પણ એ અવાજ કોઇએ સાંભળ્યો નહિ. શેઠને કાશી પૈસા પહોંચડાવવાની ચીંતા હતી, બાવાઓને જલદી મુકામે પહોંચવાની ઉતાવળ હતી અને ગુમાસ્તાઓ પૈસા ગણવાની ઉચાટમાં પડયાં હતા. આમ સહુ સહુની ચીંતામાં મશગુલ બનેલા મનુષ્યો પોત પોતાના રંગમાં રાચતા હતા. ગુમાસ્તો શેઠની આબરૂની ચીંતામાં અડધો થઇ જતો હતો.

(૪)

સાંજને નમતે પહારે શેઠ અને દીકરી બાવાઓના મુકામ તરફ ઉપડયા. સહુ જમવાની ધમાલમાંથી પરવારી હમણાં જ પોત પોતાના કામમાં લાગી ગયું હતું. ઉનાળાના દીવસો હોવાથી રાતની મુસાફરી સગવડવાળી

ગણાતી. સહુ પોત પોતાનો સામાન બાંધતા હતા. કેટલાક તંબુઓ વીંટાળતા હતા. કેટલાક સામાનના ગાડા ભરતા હતા.

મહંત પોતાના તંબુમાં બેઠા બેઠા કેટલાક બાવાઓ સાથે વાતો કરતા હતા, તેવામાં શેઠને આવતા જોયા, ને મહંતે શેઠને સત્કાર સહીત અંદર બોલાવ્યા. દીકરીને અંદર જવા ન દેતા બહાર ઉભી રાખી.

"પધારો શેઠ, કેમ કાંઈ કામકાજ ?"

"બાપુ મારૂ એક........"

"શું છે ? શેઠ, ગભરાવ નહિ."

"એક સંપેતરૂં......."

અગાઉ કાશીની જાત્રાએ જનારને જાત્રાના સંપેતરા મોકલતાં એટલે મહંતશ્રી સમજ્યા કે કાંઈ ગંગાજીમાં પધરાવવાનું હશે. એમને તરત જ ઉદાર દીલે કહ્યું, "શેઠ, લાવો; જે હશે તે સહીસલામત પહોંચાડશું."

"મારી દીકરીની......"

મહંત ભડકયા, "અમારે સ્ત્રી જાત સાથે........" તીરસ્કારની છાયા મહંતના ચ્હેરા ઉપર દેખાઇ.

"ના, બાપુ, એનો વિચાર સંપેતરૂ મોકલવાનો છે."

ખળભળી ઉઠેલુ હ્રદય શાન્ત થયું, ને મહંતે સંપેતરૂ રાજીખુશીથી લઈ જવાનું કબુલ કર્યું એટલે દીકરી બે ફૂલઝાડ લઇને અંદર આવી.

"બાપુ...આ સંપેતરૂં."

શેઠે એ ફૂલઝાડના કુંડા રજુ કર્યા.

મહંત સમજ્યા કે શેઠ મશ્કરી કરે છે. એમને શેઠ ઉપર ઇતરાજી આવી, પણ દર્શાવી નહિ. એ ચૂપ રહ્યા.

"બાપુ! જે શેઠ ઉપર હુંડી છે એને આ છોડની ખૂબ જ જરૂર છે. કેટલાય સંદેશા એમના આવ્યા પણ સંગાથ નહિ મળવાથી સંપેતરૂ મોકલી શકાયું નથી. જરૂર એમને આટલું સહીસલામત પહોંચાડશો." દીકરીએ હાથ જોડી આજીજી કરી.

"નિર્દોષ ચ્હેરો અને નિર્વિકારી આંખો, બ્રહ્મચર્યનું ભાલમાંથી છુટતું તેજ અને પ્રભાવથી મહંત ઉપર ઘણીજ અસર થઇ. એના મનમાં થતી કુશંકાઓ નાશ પામી અને ઉદાર દીલે સંપત્તર લઈ જવાની કબુલાત એણે આપી.

બાપ દીકરી પથરાતા અંધારામાં ઘર તરફ વળ્યા.

અને મહંતની જમાત ડંકા નિશાન વગાડતી કાશીને માર્ગે ઉપડી ગઇ. બાપ દિકરી હસતાં હસતાં પાછા વળ્યા. એકના ચ્હેરા ઉપર વિજયનો ઉન્માદ હતો, બીજાનું મોઢું આબરૂ રહેવાની આશાએ ચમકતું હતું.

× × × ×

જમાત કાશીએ પહોંચી. જાત્રાના હર્ષમાં ઉભરાતા સાધુ બાવાઓ હુંડી પહોંચાડવાનું ભૂલી ગયા. બીજે દિવસે પૈસાની જરૂર પડી. હુંડી સાંભરી ને કુંડાં યાદ આવ્યા.

મહંત અને બે ચાર સાધુ બાવાઓ શેઠની દુકાન પૂછતા કાશીની બજારોમાં ફરવા લાગ્યા. છેવટે દુકાન શોધી કાઢી. અને હુંડી બતાવી. શેઠ હેબકાઇ ગયા. " એક લાખની હુંડી ! રામજીશેઠની ! રામજી શેઠ કોણ? વગર ઓળખાણે વગર ખાતે પત્રે હુંડી ! અને એ હુંડી સ્વીકારવી ? કેમ બને ? "

એમણે હુંડી ફેરવવા માંડી. ઘડી વાંચે ને ઘડી વાળી વીંટાળે ને વળી પાછી ઉખાળીને વાંચે. આમ વિચાર સાગરમાં ડુબેલા શેઠના ચ્હેરા ઉપર હૃદયમાં થતા વિચારોની ચાડી ખાતા ફેરફારો સ્પષ્ટ વંચાતા હતા. મહંત મુંઝાયા. "હુંડી ખોટી ? "

એ સ્હેજ ગભરાયા. અને એંધાણી આપવા માટે પેલા બે કુડાઓ રજુ કર્યા. " શેઠ ! આ બે કુડાઓ શેઠની દીકરીએ મોકલ્યા છે. "

" બે કુડા ? શા માટે ? "

" ખબર નથી. પણ મંગાવ્યા હતા તેથી મોકલ્યા છે એમ કહ્રાવ્યુ છે. "

શેઠ સ્થંભી ગયા. " છોકરી બુદ્ધિશાળી જણાય છે. કાંઇક આંટી છે. ઉકેલાય કેમ ? "

" વારૂ. સાંજે લઇ જજો. " કહી મહંતને વિદાય કર્યા અને શેઠ કુડા ઉપડાવી લઇ ઘેર ગયા.

જ્યારે જ્યારે કોઇ મુશ્કેલીનો પ્રશ્ન ઉપસ્થિત થતો

ત્યારે શેઠ પોતાના કુટુંબના બધા માણસો ભેગા કરી એ વાત કહેતા અને સહુ પોતપોતાની મતી-અનુસાર એની ગુંચ ઉકેલતા. આજે એવોજ પ્રશ્ન ઉપસ્થિત થવાથી એમણે સહુને એકઠા કરી આ વાત કહી સંભળાવી. સહુ વિચારમાં પડયા. કારણ કોઇ સમજી શકયું નહિ ને વીખેરાયા.

શેઠનો દીકરો બેસી રહ્યો. એને ભાન ન રહ્યું. એતો ગુંચ ઉકેલવા પાછળ ધ્યાનસ્થ થઇ ગયો હતો વસ્તુ ઉપર તનમયતા ન આવે ત્યાં સુધી એમાં પારંગત થવાતું નથી એનું ધ્યાન, એનુ ધ્યેય એ નિર્દોષ વસ્તુ જ તે વખતે હતી. એ એકદમ ઉઠયો. ને ગુંચ નહિ ઉકેલાયાથી ચીંતાતુર બની ગયો. સામા પડેલા કુંડાં એણે જોયાં નહિ અને એ એની સાથે અથડાઈ પડયો. કુંડું ફૂટી ગયું. છોડ જૂદો પડયો ને એણે એ ઝાડના મૂળીયા સાથે કાંઈક બાંધેલું જોયું. ? ”

ચીંથરૂં ફાડી નાંખ્યું ને જુએ તો લાખ રૂપીઆનો હીરો !

છોકરાથી ચીસ નંખાઈ ગઇ. આજુબાજુમાં એ સંભળાઈ અને સહુ દોડી આવ્યા. જુએ તો કુંડું કુટી ગયેલું ને હાથમાં હીરો લઈ દીકરો હર્ષમાંએની સામે તાકી રહ્યો હતો. શેઠે હીરો લીધો. જોયો. કીંમતી હીરો જોઈ દીકરીની કરામત ઉપર પ્રસન્ન થયાં. અને કુંડું ફોડી બીજો છોડ ઉમેળ્યો. બીજો હીરો નીકળ્યો. શેઠ ચમકી ઉઠયા.

સાંજે બાવાની સાથે મહંત આવ્યા ને હુંડીના નાણા

એમને ગણી આપ્યા. વળતી વખતે ચીઠી લઈ જવાની સૂચના આપી શેઠે મહંતને વિદાય કર્યા. મહંતના જીવમાં જીવ આવ્યો. હાથમાંથી સરી ગયેલા નાણા, ડુબવાની અણી ઉપર આવેલાને હોડી મળી જતાં હર્ષ થાય એમ, મહંતના હાથમાં આવવાથી એમને આજે હર્ષની અવધી હતી.

શેઠનો પુત્ર કુંવારો હતો, રામજી શેઠની પુત્રીની ચાલાકીથી પ્રસન્ન થયેલા શેઠે મહંત સાથે સંદેશામાં કન્યાનું માગુ કર્યું. ને રામજી શેઠે સ્વીકાર્યું. બન્નેનાં લગ્ન થઇ ગયાં ને ગામ આખું જોઈ રહ્યા કે શેઠની આ ખ્યાતિ કાશીએ કોણે પહોંચાડી ! હજુએ હુંડી કેમ સ્વીકારાઇએ પ્રશ્ન સહુને મન અણઉકેલ રહ્યો હતો.

*

## ભાષા.

શીયાળાની કડકડતી ઠંડી અને સાથોસાથ ફુંકાતો વા માણસોનાં હાડના ચુરેચુરા કરી નાખતા હતા. સહુ પોતપોતાના ઘરમાં સગડીઓ કરી તાપતા બેઠા હતા, તેવે વખતે કરમશી શેઠ ફાટલી પછેડીનું આડસોડીયું વાળીને દિશાએ જવા નીકળ્યા હતા. એમની પછેડીને જેટલાં થીગડાં હતાં એથી વધુ તો એમાં અવનવા રંગો હતા અને મૂળ પછેડીનું નામ નીશાન પણ ઓળખાય એમ રહ્યું નહતું. પોતાની આધેડ અવસ્થા હતી પંણ ગરીબાઇને લીધે એમને અકાળે વૃદ્ધત્વ આવ્યું હતું. અને એ હાડકાના માળા જેવું શરીર આવી ઠંડી સહન કરી શકતું નહતું. શેઠ દિશાએ જઈ આવી નદીની ભેખડ ઉપર ઉગતા સૂર્યના બાળકિરણોની રહણે બેસી પોતાના ધ્રુજતા શરીરને ગરમાવો આપી રહ્યા હતા, તેવામાં એમની નજર એ ભેખડની નીચે એક ખાડામાં વીંછીઓને ખદબદતાં જોયાં. અસંખ્ય વીંછીઓ જોઇ એ વિચારમાં પડી ગયા. આટલા બધા જીવ એક ખાડામાં હોય ! એ હતા તો ગરીબ પણ બુદ્ધિ ગરીબ નહતી. વિચાર પરંપરા ફરવા લાગી અને એર આવે તે પહેલાં તેમણે એક પારો પકડી લીધો. એ ઉઠયા. સ્મિતની આછી રેખા એમના ચ્હેરા ઉપર છવાઇ.

પાસે પડેલી સાંઠી વડે એક વીંછી ખાડામાંથી બહાર ઉઠા-ડયો ને જરા દબાવી, પોતાની પછેડીમાંથી દોરાનો ત્રાગડો કાઢયો ને વીંછીના આંકડાને બાંધી લીધો. એમ ચાર પાંચ વીંછીને એણે બાંધ્યા. અને ઘેર લાવી પોતાની દુકાનને વાછટીએ એને લટકાવ્યા.

ગરીબ વાણીઓ ગામને ઝાંપે રહેતો ને મીઠું મરચું વેચી ગુજરાન ચલાવતો. કુટુંબમાં એ પંડોપંડ હતા. આગળ હાથ પાછળ હાથ રક્ષા કરે ગોરખનાથ જેવું એમને હતું. પઈસો નહતો, કુટુંબ નહતું. કે ન્હોતી કોઈની પરવા. રોજનું રોજ રળતો ને ખાતો. ગામને ઝાંપે કોળી, વાઘરી ને ઢેડ લોકોની ઘરાકીનો એને આગ હતો. અને એમાંથી એનું ગુજરાન નભ્યે જતું.

વાછંટીએ વીંછી બાંધી એ પોતાની નાનીશી હાટડીને ખુણે રાંધવા બેઠો. ઘર કહો કે હાટ. પણ એ બધું ભેગું જ હતું, અને તેય ભાડુતી. શેઠે રોટલો ઘડી તાવડીમાં નાંખ્યો. ને હાથ ધોતા હતા ત્યાં સગરામ વાઘરીની છોડી સકુડીએ સાદ પાડયો. “ કમા શેઠ, ફદીયાનું મીઠું દેજોને ” ને એણે પવાલું નીચે મૂકયું.

ઘરાક જોઇ શેઠે હાથ લૂછયા ને મીઠું જોખવા ત્રાજવી હાથમાં લીધી. ત્યાં સકુડીની નજર ઉંચે ટાંગેલા વીંછી તરફ ગઇ. એ આશ્ચર્યમાં આંખો ફાડીને જોઇ રહી. એના મોઢામાંથી નીકળી ગયું. “ મારા રોયા કમા શેઠના ઘરમ કેટ્ટુકનું સાજું ! આ સોના મો’રો ટાંગી છે ! ! ”

શેઠે સાંભળ્યું ને એ ચમક્યા. હાથમાંથી ત્રાજુડી પડી ગઇ. એ એની સામે જોઇ રહ્યા. "શું કહ્યું ?"

"કાંઇ નહિ." સકુડી શરમાઈ ગઇ. ને મનમાં ગણુગણી "વાણીઓ સાંભળી ગયો. ભારે થઇ !"

"ના, ના. બોલ તો ખરી. શું કહ્યું ?" વાણીઆની જીજ્ઞાસાએ ઉછાળો માર્યો.

"કંઇ નહિ. આ સોનામહોરો હાટડીમાં લઇ લ્યો. કોક લઇ જશે !" એણે હાથ વતી વીંછી ચીંધ્યા.

સેઠની આંખે દેખાતા વીંછી આ સકુડીની દૃષ્ટિએ સોના મહોરો દેખાઇ. વાણીઆને પોતાની બુધ્ધિના મદાર ઉપર મૂકેલો આંક સફળ થતો દેખાયો. એની આંખો આનંદમાં ચમકી ઉઠી. ને ઘેલછામાં એ ઉઠી ઓટા ઉપર આવ્યો

સકુડીનું પવાલું હાથમાં લીધુ ને એણે બજારમાં નજર નાખી. કોઈ જ ન હતું સ્હેજ ડરતાં ડરતાં એણે સકુડીનું બાવડું ઝાલ્યું ને ધીમેથી કાનમાં કહ્યું. "સકુડી તું...." ને શેઠ ધ્રુજી ઉઠયો.

"મારા રોયા !" કહી સકુડીએ બાવડું તરછોડી નાખ્યું.

"સકુડી મારા ઘરમાં બેસીશ આ બધી સોના મહોરો તારી !" વાણીએ લોભ દેખાડયો.

ને સકુડીના મોઢામાં પાણી આવ્યું." વાણીઆણુ હું...." એ શેઠ સામે જોઈ રહી.

"હા, હા. તું વાણીઆણુ થઇશ. મોટી શેઠાણી." વાણીએ ઘેલછામાં હાથનો ચાળો કરતાં કુદકો માર્યો.

સકુડીએ કબુલ કર્યું એના બાપે સોના મ્હોરોના લોભે જરાય આનાકાની ન કરી. પોતાની દીકરી ઉંચી નાતમાં જાય એમાં નીચાને શું ? નીચને ઉંચની સાથે ભળતાં પોતાને કાંઇ ખોવાનું હોતું નથી પણ ઉંચને તો બેય ખોવાનું. પોતાનું ને પારકું.

રાત્રે સકુડીને વાણીઓ પેલી ભેખડ પાસે તેડી ગયો. જળ જંપી ગયું હતું ને સોપો પડી ગયો હતો. જ્યાં સવારે વાણીએં વીંછીઓ ખદખદતા જોયા હતા ત્યાં વાઘરણે સોના મ્હોરોના ઢગલા જોયા. પણ વાણીઓ તો હજુએ વીંછીજ જોતો હતો, આઠમની આછી ચાંદનીમાં સોના મ્હોરો વધુ તેજસ્વી લાગતી હતી. વાઘરણે એક અમી દૃષ્ટિ શેઠ તરફ ફેંકીને એનાથી હસી પડાયું. "મારા રોયા ! આટલી બધી માયા હતી ને ભુખડી બારસ કેમ રખડતો હતો ?"

શેઠે કપાળ ઉપર આંગળી મૂકી અને મનમાં સ્હેજ હશ્યો. એના હોઠ ફફડયા અને એના હ્રુદયમાં આછો પડછંદો પડયો "કોના નસીબની માયા ?"

વાઘરણે મોટી ગાંસડી બાંધી. સકુડી એના માવતર સાથે સીમમાં ચોરી કરવા જતી ત્યારે એ સૌથી મોટી ગાંસડી ઉપાડતી. ભર યુવાની અને નવી જીંદગીનો મોહ, પૈસાનો મદ અને શેઠાણી થવાની પ્રબળ લાલસાના જોરે એણે આજે બમણી મોટી ગાંસડી લીધી. ને આગળ

હાથમાં બત્તી લઇને શેઠ અને પાછળ સકુડી મોટી ગાંસડી લઈને ઘેર આવ્યાં. ઝાંપે બત્તી બૂઝાવી નાખી. ને રાતો રાત ગરીબ વાણીએ હાટડી સંકેલી. ગાડું ભરી વાઘરીના ગાડામાં વ્હેલા પરોઢીએ ગામ મૂકયું ને બન્ને નાસી ગયા. સવારમાં આખા ગામમાં વાત ફેલાઈ ગઇ કે “ કમો શેઠ નાસી ગયા ! ”

ચાંદની ચોક જેવા અમદાવાદના માણેકચોકની મધ્યમાં ટંકશાળ વાગી રહી હતી. વાણોતરો હાથમાં ચોપડા લઈ નામુ લખતા હતા. અને કરમશી શેઠ નસીબના જોરે ગામડાનો કમો મટી કરમશી શેઠ બન્યા હતા. ગર્થ વિનાનો ગાંગલો, ગર્થે ગાંગજીભાઇ બની જાય એમ કમાશેઠના નસીબે જોર કર્યું. ને કરમશી શેઠની શાખ દેશ દેશાવર ફેલાઇ ગઇ. વેપાર વધ્યો ને નાણાની છોલો ઉડવા લાગી આખો દિવસ શેઠની પેઢી ઉપર ભીડ મટતી નહિ. દેશ દેશાવરના હજારો આડતીયા પડયાજ હોય.

શેઠનો રોટલોય પખતો હતો. કોઈ ઓળખીતો નીકળે એને તો શેઠ જમાડયા વગર છોડેજ નહિ. અને ગામડાની સકુડી વાઘરણ શહેરમાં આવી શીવકોર શેઠાણી બની ગઇ હતી. આજુબાજુના વાતાવરણે એનામા વળોટ અને બુદ્ધિ આવી હતી. અને હોંશથી બધાને ખવરાવતી.

શે [illegible] આ બધી જાહોજલાલી આ સકુડીના પ્રતાપે છે ને સકુડી સમજતી કે કયાંઇ ગામડામાં દાડીયું કરતી હોત પણ આ ચાકળે બેસવાનું મળ્યું તે શેઠના પ્રતાપે. આમ બન્ને એક બીજાને પોતાનો તારણ-

હાર માની એક બીજા પ્રત્યે માનથી જોતા. ને એમનો સ્નેહ નક્યેજ જતો સકુડીની યુવાની અને શહેરનો પહેરવેશ, સાથોસાથ સુખની લાલીને લીધે ખુદ સકુડીનો બાપ આવે તોય ઓળખી શકે નહિ એવી એ સકુડી ફેરવાઇ ગઇ હતી.

એક દિવસ શેઠ દુકાનેથી ઉઠી જમવા જતા હતાં. ત્યાં પોતાના ગામના ચાર શેઠીઆઓને એણે ત્યાંથી પસાર થતા જોયા; એણે ઉઠીને હડી કાઢી. ચારેયને એ હાથ પહોળા કરી બથ ભરીને ભેટયો. આનંદમાં એની આંખમાંથા અશ્રુઓ સરી પડયા. પરદેશમાં દેશનું કુતરૂય વધુ વ્હાલુ લાગે, અને આતો પોતાના જ્ઞાતિ ભાઇ.

પહેલા તો પેલાઓ આભા બન્યા અને સામે જોઇ રહ્યા. એ સમજ્યા કે વાણીઓ ભૂલથી આપણને ભેટે છે. એમણે પૂછ્યું " શેઠ આપનું નામ. "

" ઓહો હો. શેઠીઆ મને ન ઓળખ્યો. ? "

વાણીઆ દિગમૂઢ બની ગયા.

' હું, કમો........"

" હેં ! કમા શેઠ, તમે.... !"

" હા. આ બધું તમારે પ્રતાપે છે. ચાલો જમવા ઘેર. "

ને પછી તો સમ-સગરા દઇને બધાને જમવા ઘેર તેડી ગયા. સહુએ કપડા ઉતાર્યા ત્યાં દુકાનેથી માણસ દોડતું આવ્યું.

શેઠ, દુકાને ચાલો. હજાર રૂપીઆનો નફો થાય એમ છે. "

ને શેઠે માથે પાઘડી મૂકી. મહેમાનો તરફ ફરી

હાથ જોડયા ને પોતાને જવું પડે છે એથી દિલગીરી બતાવી.

" કાંઇ નહિ શેઠ. જાવ. અમે જમી લઇશું."

ને શેઠ દુકાને ગયા. શેઠાણીએ બહાર આવીને પાણીના લોટા આપ્યા.

હાથ ધોઇ બધા જમવા બેઠા પાટલા નંખાયા. ચાકળા ઉપર શેઠીઆઓ બીરાજ્યા ને રૂપાના વાસણમાં રસોઇ પીરસી શેઠાણી રોટલીઓ કરવા બેઠા.

શેઠાણી રોટલી ઘીમાં બોળી સહુને પીરસતા જાય અને નાની નાની રોટલીઓ બનાવતા જાય. વાણીઆ પણ દમા શેઠના ભાગ્ય પરિવર્તન ઉપર અનેક જાતના વિચારો કરતા જમતા જતા હતા. એવામાં શેઠાણી ઉઠી. ને ઘીમાં બોળેલી રોટલી રામજી શેઠના ભાણામાં નાખવા માંડી.

" ના, ના. ભાભી હવે નહિ ખવાય. નાખશોમાં." કહી એણે ભાણા ઉપર આડો હાથ ધર્યો.

" અરે આટલામાં શું ?" કહી એણે રોટલી પડતી મૂકી ને દમાશેઠના ભાણે બીજી નાખી.

પણ જગા શેઠે તો ખૂબજ આનાકાની કરી ને લીધી નહિ. એટલે શેઠાણીના મ્હોંમાંથી તાણના શબ્દો નીકળી ગયા " કુતરાના કાન જેટલી નાનકડી રોટલીમાં શું વધુ થઇ જવાનું છે."

ને વાણીઆ ભડકયા. " આ શબ્દો વાણીયાણ બોલે !"

બ્હેમાઈ ગયેલા વાણીયાનાં હ્રદય ખળભળી ઉઠયાં. એક બીજાએ એક બીજાના સામે જોયું ને ઘડી પહેલા

આનંદથી કલ્લોલતાં શેઠીઆના ચ્હેરા હૃદયમાં થતી શંકાઓના દુઃખે કરમાઈ ગયા. વ્હેમ એમનું કાળજું કોરી ખાવા લાગ્યો. પણ એકદમ પૂછાય કેમ ! હાથ ધોઇ ખાધું ન ખાધું ને બધા ઉઠીને આવ્યા.

" દમાશેઠ ! વાણીયાણુ ન હોય !" જગા શેઠે હાથ લૂછતાં દમા શેઠના કાનમાં કહ્યું.

" હા. માળું લાગે છે એવું. કેમ રામજી શેઠ !" ને એમણે રામજી શેઠ સામે જોયું.

પાસે બેઠેલા હીરો શેઠ સમજ્યા નહિ. એમણે પૂછ્યું. " કેમ એમ ?"

ને બધા હસી પડયા." ન સમજ્યા ?"

" ના." કહી એમણે ડોકું ધૂણાવ્યું ને જીજ્ઞાસામાં આંખો ઝીણી કરી.

" વાણીયાણુ નથી લાગતી."

" લ્યો રાખો હવે. વળોટ બધોય વાણીયાણુનો છે એ નથી જોતા !"

" હા. પણ બોલી વાણીયાણુની નહિ."

" કેમ ?"

" સાંભળ્યું નહિ. ! કહે કે " કુતરાના કાન જેવી રોટલી......" ને જગા શેઠ આડું જોઇ હસ્યા. સહુ સમ સમી ઉઠયું.

" કઇ નાત હશે ?" હીરા શેઠ પણ આશ્ચર્યમાં પડી ગયા

“ કુમાને તે કોણ વાણીયાણ આપવાનું હતું ! કોઇક ઉપાડી લાવ્યો હશે.” જગા શેઠ બોલ્યા.

“ પણ પૂછો તો ખરા !” દમા શેઠે દરખાસ્ત મૂકી.

“ એમ પૂછાય ?” કહીં રામજી શેઠે ઉપાય શોધી કાઢયો. એમણે બધાની સામે આંખનો ઈસારો કર્યો ને સોપારી હાથમાં લઇ કાતરવા લાગ્યા. ત્યાં શેઠાણી હાથ ધોઇ બહાર આવ્યા ને મહેમાન પાસે સામે બેઠા.

“જગા શેઠ ! તમે કે દીવસથી વાણીઆ થયેલા !” કહી રામજી શેઠે વાત શરૂ કરી.

“ અમે ! અમે તો આ બે પેઢીથી ! મારા દાદા હતા વાણીયા ને દાદી હતી સુતારણ. ત્યાંથી આ ગામમાં રહેવા આવ્યા, તે દિવસના અમે વાણીયા.” જગાશેઠે કહીને દમા તરફ મોઢું કર્યું ને એમને પૂછયું. “ દમા શેઠ, તમે ? ”

“ અમે તો....” કહી એ હસ્યા.

“ ના, ના, કહો તો ખરા, એમાં શું ? કોણ હવે વાણીયા મટાડી દેવાનું હતું ? ” કહી એમણે મૂછને વળ દીધો.

“ હા. હા....” કહી એમણે શરૂ કર્યું: “ મારા બાપ હતા વાઘી ને મા હતી સોનારણ. ભાગીને અહીં રહેવા આવેલા; અહીં આવી વાણીયા થયા. ” કહી એમણે નીચું જોયું.

“ ને ભાભી તમે !” કહી રામજી શેઠ, શેઠાણી સામે જોઈ રહ્યા.

શેઠાણી પહેલાતો ખંચાઈ. એણે શરમના માર્યા નીચું જોયું ને ભોંય ખોતરવા માંડી. પણ વાણીઆને વ્હેમ વધુને વધુ સજ્જડ થતો જતો હતો. શેઠાણીનું મૌન એમને ગભરાવી નાંખતું હતું. એમનું હૈયું વલોવાઈ જતું હતું. એકજ ભણકારો એમના કાનમાં સંભળાયા કરતો હતો "કુતરાના કાન જેવડી રોટલી...."

"ભાભી, કેમ શરમાણા!" કહી શેઠાણીને રામા શેઠે શરમ મૂકાવી.

"ના, ના." કહી એ હસી પડી.

"ત્યારે કહો તો ખરા! તમે કેદિકના વાણીયા! વાણીયા કંઈ જન્મતા નથી વાણીયા તો થતા થવાય. વેપાર કરે ઇ વાણીઓ બીજું શું?"

"અમેય તમારી જેવા...." કહી એ નફ્ફટ હાસ્ય હસી. શેઠાણી નવું જીવન અને નવો વેશ તજી, જૂની રહેણી અને કુળની વાણી ઉપર આવતા જતા હતા.

"એટલે...."

"હું....તમે ન ઓળખી?"

"ના." કહી શેઠીયા બધા શેઠાણી સામે જોઇ રહ્યા.

"હું....સકુડી...."

"સકુડી? સકુડી...કોણ?"

"જેરીઆ વાઘરીની દીકરી."

"હં, માળો બહુ ફેર પડી ગયો." કહી વાણીઆ ઉભા થઇ ગયા. એમના મોઢા ઉપર શાહી ઢળી ગઇ. બધાય

ઉઠયા. અને એક બીજા સામે જોઇ હસતા બજારે ચાલી નીકળ્યા.

" માળી, ભારે થઈ હો રામા શેઠ ? " દમા શેઠે નિસાસો મૂકયો,

" પાણી પીને ઘર શું પૂછયું ? " દમા શેઠ ચૂપ થઈ ગયા બધાના ચ્હેરા ઉપર એકજ ભાવ દેખાતો હતો. પણ જાંગનો ડામ કોને બતાવાય ? સહુ મનમાં સમજી શમશમી રહ્યું. ને પૂછી તો શેઠને મળવાય ડોકાયા નહિ. વેલા ઉઠી ગામ ભણી ચાલી નીકળ્યા.

શેઠ ઘેર આવ્યા ને શેઠાણીને પૂછયું. " કાં ? મેમાન જમ્યા ? "

" હા. જમીને ગયા. "

" તને ઓળખીતો નથી ને ! "

" નારે, મેં ઓળખાણ પાડી ત્યારે મને ઓળખી શકયા. " ગર્વમાં એ હસી.

" ભુંડું, કહી લમણે હાથ દઇને શેઠ તો બેસી ગયા.

" એમા શું થઈ ગયું ? બધાય આપડા જેવા બે પેઢીથી બનેલા વાણીયા છે. એમણેજ એ બધું મારે મોઢે મોઢ કહ્યુ છે ને ! "

" અરે, તને બનાવી ગયા. પણ તું કાંઈ બોલી હતી ? આટલું બધું કરવાનું કારણ શું બન્યું ? "

" હું કંઈ બોલી નથી. ફક્ત એટલુંજ બોલી હતી કે " કુતરાના કાન જેટલી...."

શેઠ મનમાં સમજી ગયો **यदा यदा मुञ्चति वाक्य बाणं, तदा तदा जाती कुलः प्रमाणं.**

*

થવા લાગ્યા. આંખો ખીલો થઇ ગઈ. ચ્હેરા ઉપર ફીકાશ આવી ગઈ અને આખું શરીર પવનથી કેળ કંપી ઉઠે એમ ભયથી કંપી ઉઠયું.

"લક્ષ્મી છું." સામે જવાબ સંભળાયો.

ખીમો ન સમજ્યો કે આ જવાબ કયાંથી આવે છે. એણે ફરી પૂછયું, "કેમ આવી છું."

"તને વરવા."

"મને........?" ખીમાને હિંમત આવવા લાગી.

"હા, હા, તને. હજુ કુંવારો છું ને ?"

"હા, છું તો કુંવારો. પણ તને વરીને હું શું કરૂં ?' જાણે દરકાર જ ન કરતો હોય એમ એણે મોહું ફેરવી લીધું.

"કેમ શું ? ન્યાલ થઇ જઇશ."

"ના, ના, એથી મારૂં આ જીવન સારૂં છે. હું કોઇનો ઓશીઆળો નથી. લક્ષ્મી ત્યાં તો દુઃખ હોય."

"પણ તારૂં ભાગ્ય મોટું છે. તું તો તારી જ્ઞાતિનો સ્થંભ થવાને સરજાયો છું."

ખીમો ભવિષ્યવાણી સાંભળતો હોય એમ સ્તબ્ધ બનીને ઉભો થઇ રહ્યો.

"હું ? સ્થંભ ! થાંભલો થઈશ ? ના, ના, માણસ છું એજ ઠીક છે." એણે તીરસ્કાર ભર્યું હાસ્ય કર્યું.

"અરે, જંગલી, હું કહું છું કે મને વર. ચાલ, લાવ પંજો!" પેલા હાથે લાંબા થઇને ખીમાનો હાથ પકડયો.

એકે આગ્રહપૂર્વક ખેંચ્યો. બીજાએ અનિચ્છાએ પણ વગર આનાકાનીએ લંબાવ્યો.

"સૂરી છું કે આસૂરી?" ખીમાએ બોલી નાંખ્યું.

"છું તો સૂરી."

ખીમાએ આત્મસંતોષનો દમ છોડયો.

લક્ષ્મી રૂપી માયાને ખીમો પરણ્યો, અને લક્ષ્મી એને વરીને એને ઘેર આવી. પણ ખીમે ઝુંપડાનું સ્વરૂપ અદલ્યું નહિ. ખીમાએ ભોંયમાં લક્ષ્મીનો વાસો આપ્યો. પોતે તો એમાંથી એક પાઇ પણ વાપરતો નહિ. ફક્ત ધર્માદા ખર્ચતો અને પોતાનું ગુજરાન આપ કમાઈ ઉપર ચલાવતો. ખીમો હજી સમાજની દૃષ્ટિએ નિર્ધન હતો, અને તેથી એ અવિવાહિત જીંદગી ગાળતો.

પણ રાત દિવસ ખીમાના કાનમાં એક જ ગણગણાટ સંભળાતો. "હું થાંભલો થઇશ? હું? ક્યારે?" પણ એનું હૃદય એ ગુંચ ઉકેલી શકતું નહિ.

( ૨ )

દિલ્હીના બાદશાહની કચેરીમાં વાદ શરૂ થયો. "શાહ મોટા કે પાદશાહ?" "શાહ પહેલા કે પાદશાહ?"

વાણીઆ કહે "અમે શાહ પહેલા."

" પાદશાહ કહે " અમે પાદશાહ પહેલા."

બન્ને વચ્ચે વાદ વધી પડયો. કચેરીના બુદ્ધિમાન વજીરો વચ્ચે પડયા. અને સમાધાનીને અંતે ઠરાવ થયો કે " પાદશાહ કહે એટલું દ્રવ્ય શાહ આપે તો શાહ જીત્યા કહેવાય અને શાહ ન આપી શકે તો પાદશાહ જીત્યા કહેવાય."

શાહ જીતે તો એમની શાહ પદવી કાયમ રહે અને પાદશાહ જીતે તો શાહ પદવી ખેંચી લેવી અને કોઇ વાણીઆથી શાહ લખાય નહિ.

શરતો જરા આકરી હતી. પાદશાહ કેટલું દ્રવ્ય માગશે એ નક્કી નહોતું. છતાંય વાણીઆઓ ડાહ્યા હોવાથી બાદશાહ પાસે બાર માસની મુદત માગી દેશાવરમાં ટીપ કરવા નીકળ્યા.

ગામોગામ મહાજન ફરે. ને નાણું એકઠું કરવા પ્રયત્ન કરે.

કેટલાક કહે " એ અમે તો નહિ પહોંચી શકીએ." અને કહેવાયા 'પાંચા'

કેટલાક કહે " અરે, અમે તો મઉ થઇને મરી જઇએ છીએ અને માંડમાંડ કમાઈ ખાઇએ છીએ તેમાં તમને ક્યાંથી આપીએ ? અમારે શાહ પદવી નથી જોઇતી. કાંઈ એના દાણા આવે ? ભલે પાદશાહ લઇ લે." ને એ થયા " મ ઉ "

આમ દેશાવરમાં રખડતું મહાજન કાઠીયાવાડમાંથી

ગુજરાતમાં વળ્યું. હડાળાને પાદર આ મહાજનના સીગરામ નીકળ્યા. ડોકે ઘુઘરમાળ અને આખા શરીરે હીરવાણી ઝુલ્યોવાળા ધોરી સીગરામને ખેંચતા હડાળાને પાદર નીકળ્યા. સાંજ થવા આવી હતી. નારાયણ મેર બેસવાની વેળા થતી આવતી હતી. એટલે ખીમો પણ પોતાના ઢોર હાંકી ઘેર આવતો હતો. એણે મહાજનને જોયું.

"અરે, શેઠ! આ મહાજન ક્યાં જઇ આવ્યું?"

"આ જરા આઘેરાક!"

વાણીયાએ નામ ન પાડયું.

"પણ જવું છે કેટલેક?"

વાણીયા આ ખીમાના ખેડુ જેવા લુગડા જોઇ હેબતાયા. લુંટારો હશે, ધારી હબકયા. અને જવાબ દેવામાં ગલ્લાતલ્લા કરવા લાગ્યા.

"આ સામે ગામ જવું છે. ના, ના, પણે....જવું છે. ના, રાત રહેવું છે." બોલતાં બોલતાં છાશ બાકળા થઈ ગયું. સરખો ઉત્તર આપી શકયા નહિ.

વાણીઆના ગભરાટથી ખીમો હસ્યો. "શેઠ, બીઓ નહિ ચાલો મારે ઘેર." ખીમે વાણીયા પોતાના જ્ઞાતિભાઈ ગામને પાદરે થઇને નીકળે ને જમ્યા વગર જાય એ ન ગમવાથી આગ્રહ પૂર્વક ખેંચતાણ કરવા માંડી. ખીમાના હૃદયમાં મ્હેમાનોના આગમનથી હુલ્લાસ હતો.

"નારે ભાઈ. અમે શેઠ. વાણીયા. તમે કોઇ બીજી વર્ણ. તમારે ઘેર અમે......."

" અભડાવાની બીક છે ?"

કોઇ બોલ્યું નહિ. સહુ સ્તબ્ધ બની ગયું. એકે કહ્યું. " તરખડ પડશે."

" તમારો પ્રતાપ છે. કાંઈ તરખડ નહિ પડે. પધારો." ખીમાએ બાવડાં ઝાલી આગ્રહ કર્યો.

" તમારે કોઇને રાંધવા બોલાવવો પડે, ને........"

" હું એ વાણીઓ છું."

" હેં.........."

" હા. પધારો મહાજન મારૂં આંગણું પવિત્ર કરે, એથી રૂડું શું ?" ને એ મહાજન સાથે સીગરામમાં બેસી ગયો. ઢોર તો વહેલાં ગામમાં આવી ગયા હતા. ખીમાના સાથની એને જરૂર ન હતી.

મહાજન ગામમાં આવ્યું. ઝુંપડી પાસે સીગરામ આવી ઉભા રહ્યા. ઝુંપડી જોઈ શેઠીઆ મુંઝાયા. " આ વાણીયાનું ઘર ! આવું ?"

" પધારો શેઠ " કહી અંતરના ઉલ્લાસ ભર્યા સ્વાગતથી શેઠીઆઓને સગરામમાંથી નીચે ઉતાર્યા. શેઠીઆઓ ઉતર્યા. એક બીજા સામે જૂએ ને મૂછમાં હસે. કોઇ બોલ્યું નહિ. અંદર આવ્યા અને ખીમાએ સહુને એક ગોદડી પાથરી આપીને બેસાર્યા. પાડોશમાંથી પાગરણ લાવ્યો. પળવારમાં રાંધી નાખ્યું ને મહાજનને જમાડયા. શેઠીઆઓનો શ્વાસ હેઠો બેઠો. 'ભાળો છે તો ખાનદાન ! પણ ગરીબ છે."

રાત પડી ને શેઠીઆઓને ધીમેથી ખીમે પૂછ્યું. " શેઠ, શીદ આ બાજુ પધારવું થયું હતું ? "

" ના, અમથા. કાંઇ નહિ,"

" અરે, વગર કામે મહાજન આમ સંપીને બહાર ન નીકળે."

" હા. હા. ગયા હતા તો કામે. પણ એમાં તમારૂં ગજુ નથી." એકે કાંઇક તીરસ્કાર અને કાંઇક ખીમાની ગરીબાઈ જોઈને દયાથી કહ્યું.

" પણ મને કહો તો ખરા ! મારા ગજા સંપત હું એ કાંઇ બનતું કરીશ. " ક્ષોભથી ખીમો શેઠ બોલ્યા. એમને શેઠીઆઓના ગર્વિષ્ટ વચનોથી કાંઇક ગ્લાની થઇ. પણ એ ભાવો એણે દબાવી દીધા

શેઠીઆઓએ એ વાત માંડીને કહી. અને ઉંડો નીસાસો મૂકયો.

ખીમો એ નીસાસો સહન કરી શકયો નહિ. એની આંખમાંથી અશ્રુ પ્રવાહ શરૂ થયો. એ ઉઠયો ને શેઠીઆ-ઓના પગમાં પડયો.

" મહાજન, મા બાપ ! મારૂં તો શું ગજું ! હું તો ગરીબ ગામડીઓ. જાડા લુગડા પહેરૂં ને ઝુંપડામાં રહું. મારી પાસે પુંજીએ શું હોય ! પણ એ પાદશાહને કહેજો કે જેટલું જોઇએ તેટલું ધન માગી લે. હું પુરૂ પાડીશ. " ગળગળા સાદે ખીમો બોલીને મહાજન સામે બે હાથ જોડી નીચું જોઇ બેસી રહ્યો.

" તું.......! " ગાંડો થઇ ગયો ?

" ના. ભાનમાં છું. પાગલ નથી. ચાલો મારી સાથે બતાવું. " એણે બધાના હાથ ઝાલી ખેંચવા માંડયા અને મહાજન આશ્ચર્યમાં એની પાછળ ઉઠયું.

બધાય નીચે ભોંયરામાં ખીમાની પાછળ પાછળ ઉતર્યા. ભાતભાતના રત્નોથી ઝળહળી રહેલું એ ભોંયરૂં રાત્રે પણ દિવસના કરતાં વધારે તેજસ્વી હતું. શેઠીઆ ઓની આંખો પ્રકાશથી અંજાઇ ગઇ.

સહુ હેબતાઇ ગયા " આધન ! આટલી માયા ! ને આવા હાલ ! " વાણીઓ કોઇ વિચિત્ર એમને લાગ્યો. કોઇ દૈવ આવી સહાય થયો જણાયો. ને એ બધા ખીમાને હર્ષના ઉમળકામાં ભેટી પડયા. " શેઠીઆ ! તેં આપણી જાતિની લાજ રાખી. તું ન હોત તો........? "

કોઈ બોલી શકયું નહિ. સહુની આંખોમાં હર્ષના અશ્રુઓ હતા.

બીજે દિવસે મહાજન વિદાય થયું. ખીમો ભવિષ્યમાં જ્ઞાતિનો સ્થંભ થવાને સરજાયો હતો, એ અગાહી એને સ્પષ્ટ થતી દેખાઈ. ગુહ્ય કોયડો એને ઉકેલાતો માલમ પડયો.

" શો નિરાભિમાની ! " વાણીઆઓ વાતો કરતા, કરતા, દિલ્હીનો માર્ગ ઝપાટાપૂર ઉકેલતા હતા.

ખીમો હંમેશાં લક્ષ્મીએ કહેલું સંભારતો. એના સ્મ-રણ પટ ઉપર કોતરાઈ ગયેલા શબ્દો એને હંમેશાં યાદ આવતા " હું જ્ઞાતિનો થાંભલો ! " અને હંમેશાં એક

સ્મિતની લહરી એના ચહેરા ઉપર આવે ન આવે ને વહીજતી. એને એ બધું દિવાસ્વપ્ન જેવું લાગતું. જગત જ આખું સ્વપ્નવત્ છે એમ એ ગણુતો.

આટલું આટલું ધન હોવા છતાંય એ ગર્વ વિનાનો વાણીઓ હંમેશાં પોતાના ધંધામાં મગ્ન રહેતો એને નહોતું ધનનું અભિમાન કે નહોતો કોઇ જાતનો અસંતોષ કે ગ્લાની. એ સંતોષી અને સુખી હતો.

(૩)

મુદત પૂરી થઈ. શાહ અને પાદશાહનો આજે નિર્ણય થવાનો હતો. કચેરી હેકડા ઠઠ બધી ભરાઇને બેઠી હતી. સળી સંચરવા જેટલીયે જગ્યા નહોતી. બધે નીરવ શાન્તિ ફેલાઇ હતી. સોય પડે તો પણ ખખડાટ સંભળાય એટલું અજાયબ શાન્ત વાતાવરણ ફેલાયલું હતું. બાદશાહની કચેરીમાં શોભાની શી ખામી હોય !

બાદશાહ પધાર્યા ને રિવાજ મુજબ શાહી મુજરા વગેરે થયું. ને તરતજ બાદશાહે પૂછ્યું. " કેમ શેઠ ! શો નિર્ણય કર્યો. ? " સ્હેજ સ્મિત કરતાં વિજયના મદમાં બાદશાહના એ શબ્દો નીકળ્યા હતા.

" નામદાર ! નિર્ણય શો ! જે છે તેજ રહેવાનું." નગરશેઠે શાન્તિથી જવાબ આપ્યો.

" એટલે ! " બાદશાહે જરા તીક્ષ્ણ આંખો લંબાવી શેઠના ભયંકર શાન્ત જવાબે બાદશાહને ઉશ્કેર્યો

“ શાહ તે શાહ જ રહેવાના અને વળી પહેલાંને પહેલાં. ” સ્પષ્ટ શબ્દોમા, વાણીઆએ કહી દીધું.

“ આટલું બધું ધન તમે ક્યાંથી લાવશો ? ” આ-શ્ચર્ય ચકીત થઇ જતાં ક્રોધી બાદશાહે ગમ ખાઇ જતાં પૂછ્યું. બાદશાહ સ્તબ્ધ થઈ ગયો. કચેરી મંડળ હેબતાઇ ગયું શેઠીઆઓએ શો જવાબ આપ્યો ! ગાંડાતો નથી બન્યા ! ’ ચો તરફ છૂપો ગણુગણાટ પ્રસર્યો.

“ બાપુ ! એકજ માણસ આપશે. ” અસ્પષ્ટ અવાજ નીકળ્યો.

“ હેં........એકજ........?”

“ જી. હા. એકજ. ”

“ ન માની શકાય. ” વજીરે આશ્ચર્યમાં ડોકું ધુણાવ્યું.

“ અરે કહો ત્યાંથી અહીં સુધી નાણાનીજ સડક બંધાવી આપે. કહો તેવા સીક્કાજ પાથરી આપે. પછી તો માનશોને ?” સ્હેજ તપી જતાં શેઠની પડખે બેઠેલા યુવાને ઉચ્ચાર્યું.

સહુ ખડખડાટ હસી પડયું. બાદશાહે ધીમેથી વજીરને કહ્યું “ શેઠીઆઓ ગાંડા થઈ ગયા લાગે છે. ” શેઠીઆઓ સમજ્યા કે પાદશાહ મશ્કરીએ ચડયા છે. એની જીદ ઉતારવી પડશે.

“ નામદાર, જોવા પધારો. ખર્ચ અમે આપીશું ”

બાદશાહ વિચારમાં પડી ગયો. ઘડી પહેલાનો હર્ષ

પાછો અદૃશ્ય થઇ ગયો. અને વજીરને મોકલી ચોકસ માહિતી મેળવવાનો ઠરાવ કરી બાદશાહે કહ્યું " વજીરને લઇ જાઓ " શેઠીઆઓ પાગલ બની ગયા હોય અને વાત ખોટી ઠરે તો બાદશાહને પોતાનું અપમાન થયા જેવું લાગે એ ભીતી હતી,

વજીર અને મહાજન હડાળા આવ્યું. કયાં હીંદના માથામાં દિલ્હી ને કયાં ભાલને ઝાંપે હડાળા ! હજારો ગાઉનુ છેટું.

મજલ દર મજલ કરતા એ હડાળાને પાદર આવી પહોંચ્યા. પાદરે ડેરાતંબુ નંખાયા ને વજીરને સીધો લાવીને ઝુંપડી પાસે ઉભો રાખ્યો. ખીમો ઝુંપડીમાંથી બહાર નીકળ્યો. અને મહાજનના શેઠીઆઓને ઓળખ્યા ઉમળકામાં એ દોડીને ભેટી પડયો.

શેઠીઆઓએ વજીર તરફ ફરીને કહ્યું. "આ."

વજીર સમજ્યો કે શેઠીઆઓએ મશ્કરી કરી. ગામડું ગામને રહેવા ઝુંપડું પહેરવા પૂરા લુગડાં ય નમળે ને એ શું ધન આપવાનો હતો ? ગુસ્સામાં એનો ચ્હેરો લાલચોળ બની ગયો. એના હોઠ ફફડી ઉઠયા ને ચ્હેરો કરડો બન્યો.

" બાપુ, પધારો. " ખીમાએ સત્કાર કર્યો. એ વસ્તુસ્થિતિ સમજી ગયો.

પણ ક્રોધાયમાન વજીરે એ ન સાંભળ્યું. એને આ અપમાન ભયંકર વિષ સમાન થઈ પડયું. શેઠીઆ પ્રત્યે વજીર ફર્યો " શેઠીઆઓ ? પાદશાહની મશ્કરીનું ફળ જાણોછો ? સાથે મને પણ બનાવ્યો ? "

"ના. નામદાર" હાથ જોડી મહાજન શાન્તીથી બોલ્યું.

" ત્યારે ! " વજીરનો સાદ અપમાનના ગુસ્સાથી ફાટી ગયો.

" આપ અંદર પધારી ખાત્રી કરો. " વજીરને પગે શેઠીઆઓએ હાથ મૂકયા. તે વજીરનો ક્રોધ શાન્ત થયો. એ નીચે ઉતર્યા અને ઝુંપડીમાં ગયા.

ખીમો વસ્તુસ્થિતિ સમજ્યો હતો પણ શાન્ત ઉભો હતો. તે સમજ્યો કે વજીરને મહાજનના શબ્દોમાં પતીજ નથી. એ ઉઠયો ને બે હાથ જોડી વજીરના પગમાં પડી બોલ્યો.

" ઘણી ખમ્મા ! અન્નદાતા ! કહો અહીંથી દીલ્હી સુધી ગાડાના કાગવે કાગવું અડાડીને જે જાતના કહો તે જાતના સીક્કા ભરી આપું મહાજન જૂઠું બોલે ! એના શબ્દોમાં પતીજ ન આવી ? " સ્હેજ ઠપકા ભરી દૃષ્ટિએ ખીમો બોલ્યો.

વજીર હસ્યો ને " વાણીયાની આખી જ્ઞાતિજ ગાંડી થઇ ગઇ લાગે છે " કહી એણે નીસાસો મૂકયો ગરીબ ચીંથરે હાલ ગામડીયા ખીમાને જોઈ એને દયા આવી. ગુસ્સો ન ચઢયો.

ખીમો ઉઠયો એણે વજીરનો હાથ ઝાલ્યો ને ગાંડા પેઠે ભોંયરા સુધી ખેંચી ગયો વજીરને અંદર ઉતાર્યો ને એની આંખો ફાટીગઈ. એ દિગ્મૂઢ બની ગયો. એની નીરાશ ઉડી ગઈ. ખીમો એને જલદી બહાર ખેંચી લાવ્યો, નહિંતો કદાચ એનું ફટકી જાત. એ બહાર આવ્યો ને કાંઇ પણ થોભાયા વગર પાણીના રેલા પેઠે મુસાફરી કરી દીલ્હી પહોંચ્યો.

" બાપુ ! એ શાહ પહેલા તમે પાદશાહ પછી " ભર કચેરીમાં એ ઉચ્ચર્યો.

વજીરના શબ્દોથી બાદશાહ ઠરી ગયો એ સ્તબ્ધ બની વજીર સામે જોઇ રહ્યો. જાણે પાષાણ મૂર્તિ ?

વજીરે બધીવાત કહી ને એણે એવાય ધનવાન હજુ પોતાના રાજ્યમાં છે એમ સમજી ગર્વ લેવાનું બાદશાહ ને સમજાવ્યું, નહિ તો કદાચ બાદશાહ........! રાજા વાજા ને વાંદરા ! ખીમાએ .વણિક જ્ઞાતિનો સ્થંભ બની જ્ઞાતિની જતી આબરૂ રાખીને ' શાહ ' નું બીરદ માન સાથે સાચવી જાણ્યું. હજુએ વણિક જ્ઞાતિ આ ખીમા હડાળીયાને સંભારતી હશે ! આ વાત ક્યારે બની તે કોઇ કહેતું નથી. પણ લોકવાર્તા પ્રમાણે એને પેઢી દર પેઢી વડવાઓ કહેતા આવ્યા છે.

# ત્રીલોચન.

## આશરાનો ધર્મ.

### ( ૧ )

મોટા પર્વતોના શીખરો જેવી વાદળાની ખોપો ચઢી અને આથમતો સૂર્ય તે પછવાડે સંતાકુકડી રમવા લાગ્યો. પવનના સૂસવાટા એ વાદળાંને ફેલાવતા, વિખેરતા અને એકઠા કરતા. છેવટે સરોવરમાં ઉત્પન્ન થયેલા નાના નાના બુદબુદો પવનથી હસેલાં ખાઇ કાંઠે જાય એમ નભો મંડળમાં છૂટાછવાયાં વાદળાં ઘસડાઇને એક બાજુ જામ્યાં. ભાણુ છૂપાયો ને તે ક્ષુધાતૂર બધી જાતના લબકારા કરતો હોય એમ વિજળી ઝબૂકવા લાગી. પડી કે પડશે એમ સહુના જીવ મુઠીમાં આવી ગયા હતા. તેવે વખતે હીરો શેઠ ગામડામાંથી ઉઘરાણી કરીને ઉતાવળા ઉતાવળા ઘસ્યે જતા હતા. એમના પગ જોરમાં ઉપડતાં. કાયા કરતા માયાનો ભય વધુ ગણીએ ચાલતા તોય ઉડતા હોય એમ દેખાતું. એમના ખડતલ જેવા શરીરમાં યુવાનીની ચપળતા અને જોર દેખાતાં. એમણે તો મૂઠીયું વાળીને ઉડવા માંડયું હતું.

રસ્તામાં એક ઘેઘૂર વડલો આવતો હતો. સ્થળ જરા બીહામણું હતું અને રૂંઝયું વખતે તો કોઇનીએ હામ

એ રસ્તે ચાલાવની થતી નહિ. તેથી શેઠ એ રસ્તો પડયો મૂકી બીજે રસ્તે ચાલ્યા હતા. પણ ઉતાવળ અને અંધારામાં શેઠ રસ્તો ભૂલ્યા હતા. છેવટે એ જ વડલો એમણે જોયો ને કાળજું ફડકી ઉઠયું. ત્યાં તો પાસેના ખેતરના ખોડીબારામાંથી એક બાઇને રસ્તે ઉતરતી જોઇ. ને શેઠ ઉતાવળા ઉતાવળા એ બાઈ સાથે થઈ ગયા.

"બ્હેન......."

"કોણ છે એ ભાઇ !"

"એ તો હું."

"વાણીઆ છો ?"

"હા. બ્હેન. આ પાસેના ગામ જવું છે. નીકળતાં જરા અસૂર થઇ ગઈ ને વાદળાં ચઢયાં."

"ત્યારે આજ તો મારે ઘેર ચાલો. તમે મને બ્હેન કીધી તે હું તમને ધર્મના ભાઇ માનીશ."

"ના બ્હેન. અત્યારે નહિ. વળી કોઈ બીજા વખતે આવીશ." શેઠના ખીસામાં ઉઘરાણીના પૈસા હતા અને બાઇએ ઘેર આવવાનું કહ્યું એટલે તો શેઠ અધમૂવા જેવા બની ગયા.

"અરે મારા ભાઈ ! આ જૂએ તો હમણાં તૂટી પડશે."

"ના, ના. હમણાં પહોંચી જઇશ."

"ભાઇ......." ને બાઇને ડુમો ભરાયો. એણે ઘર

નજીક આવ્યું હોવાથી શેઠને ઘેર તેડી જવા આજીજી કરી. શેઠને તો હજુ આ ગામડું મુકીને સામે ગામ જવું હતું.

" ના, ના. હમણાં પહોંચી જઇશ. કયાં છેટું છે ? "

" ત્રણ ગાઉ થાય. કયાં મારગમાં ગામ પડયું છે ? " બાઇએ ગામ સામે હાથ લાંબો કરી માપ કાઢયું.

ભાઇ બ્હેન હાંસા તોંસી કરતા હતા ત્યાં તો વાદળું ગળી ગયું. કોઇ દુઃખીઆરી સ્ત્રીની સુકાઇ ગયેલી આંખોમાં સુખના સાધન મળતાં અશ્રુઓની હેલી થાય એમ વરસાદની ધારો છૂટી પડી.

" ભાઇ, હવે ન જવાય." ને બાઇએ હાથ ખેંચ્યો.

ઘોર અંધારૂં છવાઇ ગયું હતું. હાથે હાથ સૂઝતો નહોતો ને તમરાંઓનો ગણગણાટ ને ગામમાંથી આવતાં શોરબકોરના પડઘા વાતાવરણને બીહામણું બનાવી રહ્યા હતા. શેઠની છાતી એકલા ચાલવાનીએ નહોતી કે ન્હોતી રાત રહેવા જેટલી હિંમત. ત્રીશંકુ જેવા શેઠ ઉભા થઈ રહ્યા. પણ આશરાનો ધર્મ માનનારી કોળણ બાઇ એને પોતાને ઘેર લઇ ગઈ. ને શેઠ બેફામ જેવા પાછળ પાછળ એને ઘેર ગયા.

× × × ×

કાળી એનું નામ. નામ પ્રમાણે એનાં રૂપ હતાં. મેઘ ભરેલા કાળા ડીબાંગ વાદળા કે શીશમના મૂંઢીઆથીએ એ વધારે કાળી હતી પણ એના કાર્યો ઉજળાં હતાં. પાદર

થઇને જતો અતિથી કે ભીક્ષુક એને આંગણેથી પાછો ન જાય. જાત આવતાનો એ વિસામો હતી.

પણ એનો વર સાર્દુલ એ સાર્દુલ જેવો બળમાં હતો પણ કાર્યોમાં શાર્દુલ જેવો ઉદાર ન હતો. એ લાગણીને વશ બની ઘણી વખત કાળીથી છાનોમાનો ચોરી કરી આવતો પણ કાળી એથી અજાણ હતી. કાળીની પ્રતિભા સાર્દુલ ઉપર પડતી અને તેથી એ એનાથી ડરતો. કાળીની આબરૂ તો ગામ પરગામમાં સહુએ સાંભળી હતી. ને સહુ એના વખાણ કરતાં.

રસ્તામાં શેઠે પૂછ્યું " બ્હેન ! તમારૂં નામ ! "

" કાળી " ટુંકો જ જવાબ આપ્યો ને પોતાના ધ્યાનમાં એ તો આગળ ચાલી. વરસાદનાં ફોરાં પડતાં હતાં ને લુગડાં ભીંજાતા હતાં.

શેઠે કાળીનું નામ સાંભળ્યું હતું. ખ્યાતિ જાણી હતી. એને હૈયે ધીરજ આવી ને એના કરમાઈ ગયેલા મોઢા ઉપર સ્હેજ લાલી ફરકી.

બારણું ઉઘાડી બન્ને અંદર પેઠાં. સાર્દુલ ખાટલે બેઠો બેઠો ચલમ પીતો હતો. શેઠે એને રામરામ કર્યા ને સામે ખાટલે શેઠને બેસારી કાળી ઢોરને કોઢમાં બાંધવા ગઈ.

શેઠે કપડાં નીચોવી ફટફટાવ્યાં. ને કાળી ઢો બાંધીને આવી. કાળી પગથાર ચડતી હતી તેવામાં શેઠને ખાટલા ઉપરથી ઉભા થતાં કેડીઆની કસ ટૂટી ગઇ, ને ગજવામાં ભરેલા રૂપીઆનો ખણખણાટ સંભળાયો. શેઠ ધ્રુજી ઉઠ્યા–

બ્હીકથી. કોળી ચમકી ઉઠયો લોભથી. કાળી કંપી ઉઠી–નામોશીની બ્હીકથી. પણ કોઇ બોલ્યું નહિ.

કાળીએ ગાય દોહીને શેઠને પીવડાવ્યું. પોતે રોટલા ઘડયા ને બન્નેએ ખાધું. શેઠને બહાર ઓસરીમાં ખાટલા ઉપર ગોદડું નાખી આપ્યું ને બન્ને જણ ઘરમાં સૂતા. એ ત્રણેને ઉંઘ આવતી ન હતી.

વરસાદના ઝાપટાં ઘડી ઘડી પડી જતાં ને બધે જળ બંબાકાર બની ગયું હતું. અંધારાથી બચવા માટે કાળીએ ઘરમાં એક દિવેલીઆનો દીવો કોડીઆમાં ટપકાવ્યો હતો અને તેના આછા પ્રકાશમાં કાળી સૂતી સૂતી વિચાર પરંપરાએ ચઢી હતી.

બાજુમાં સૂતેલો સાર્દુલ ઉંઘી શકતો નહિ. પૈસાના રણુકારે એને ઉશ્કેરી મૂકયો હતો. કાળી વિચારમાં હતી. સાર્દુલ એને ઉંઘી ગયેલી ધારી ઉઠયો. કોઠારમાંથી છરો કાઢયો ને દિવાને આછે અજવાળે મ્યાનમાંથી એને છંડ્યો કાળી પડખું ફરીને સાર્દુલે છરો મૂકી દીધો. આવીને એ ખાટલામાં સુઇ ગયો.

કાળી ઝબકી એણે પોતાની આબરૂ ઉપર પાણી ફરી જતું જોયું. એને ઝણુઝણાટી આવી ગઇ. સાર્દુલ ઉપર એને હાડોહાડ વ્યાપી ગઇ. એનાં રૂવાં ઉભા થઇ ગયા. આંખમાંથી લોહીની છોળો ઉડવા લાગી અગ્નીના ગોળા સામે મીટ ન મંડાય એમ કાળીની આંખોમાંથી છૂટતાં તેજમાં સાર્દુલ અંજાઇ ગયો. ઉંધ સુંધ પડી રહ્યો.

કાળીની સ્થિતિ ભયંકર બની એણે સાર્દુલ સામે જોયું ને ધીમેથી કહ્યું. "આ શું?"

"અરે કોઇ જાણવાનું નથી." સાર્દુલને કાંઇક હીંમત આવી.

"પણ આશરાનો ધર્મ જાણો છો! વાડ ચીભડાને ગળશે, બાપ દીકરાને કાપશે અને ઘરધણી મહેમાનને મારશે ત્યારે ધરતી રસાતાળ જશે." કાળી જુસ્સામાં પણ ધીમે ધીમે બોલતી હતી છતાંય શેઠ એ બધું સાંભળી શકતા હતા. એમને ભયની આગાહી થઇ હતી અને તેથી એ ધ્રુજતા બેઠા હતા.

સાર્દુલનું લોભી હૃદય ઉછળ્યું એ ઉઠયો ને છરો લેવા કોઠા તરફ ઉપડયો.

કાળીનું કાળજું કંપી ઉઠયું. એ દોડી બહાર નીકળી ગઇ. બારણે સાંકળ ચઢાવીને ભયથી થરથરતા શેઠીઆને હાથ ઝાલી ઉભો કર્યો "ઉઠ, મારા ભાઇ! આજતો ઠાકરે આબરૂ રાખી છે."

વાણીઓ ગુપચુપ ઉઠયો. કાળીએ કાછડો વાળ્યો કેડે સાડલો બાંધ્યો ને હાથમાં ડાંગ લઇને આગળ ચાલી ઢીંચકપૂર પાણી ખૂંદતો વાણીઓ એની પાછળ પાછળ ચાલ્યો.

પવનનો ઝપાટો આવ્યો ને ઉપરા ઉપર પડાપડી કરતાં દુઃખોને પુરૂષાર્થના એકજ ઝપાટે ખેંચી લાવેલું સુખ, વીખેરી નાખે એમ ગટાટોપ થયેલાં વાદળાંને વીખેરી

નાખ્યાં અને કેદી બનેલો ચંદ્ર ડોકીયું કરતો લપાતો છૂપાતો દોડી આવ્યો. ઝાકોર અજવાળું થઇ ગયું. કોલણે પાછું વાળી જોયું ને શેઠની નજર એક થઇ. એણે વાણી-આના ચ્હેરા ઉપર ભયને તરવરતો જોયો.

શેઠે કોળણની આંખમાં ઉભરાઈ જતું તેજ નિહાળ્યું. એ દોડી પગમાં પડી ગયો. "બ્હેન........" ભાઇ........" કહી કાળીએ શેઠને ઉભા કર્યા.

"બ્હેન, હવે હું જઇશ. તું પાછી વળ." સામેજ પોતાના ગામના દિવા બળતા જોઇ શેઠે કહ્યું.

"અરે, હજુ છેટું છે. ઘેર મૂકીને પછીજ જઇંશ આજતો હું લાખો કમાણી. મારા આશરાનો ધર્મ રહ્યો." ને કાળીકોળણ ગળગળી થઇ ગઈ.

ગામનું પાદર આવ્યું ને શેઠે મૂઠી ભરીને રૂપીઆ કાઢયા કોળણને આપવા હાથ લંબાવ્યા ને કોળણ સામે જોઇ સજળ નયને એ બોલ્યા "બ્હેન ! આ વીર પસલી..........."

" નારે.......ભાઇ........તમે હેમખેમ ઘરે પહોંચ્યા એજ મારે વીરપસલી. મને મારો આશરાનો ધર્મ રહ્યો એજ વીરપસલી છે ભાઇલા ! "

શેઠે આજ સુધી ઘણી બ્હેનોના મોઢે ભાઇ શબ્દ સાંભળ્યો હતો પણ 'ભાઇલા' શબ્દ જેવી મીઠાશ એણે કદીએ અનુભવી નહતી એનું હૈયું ડોલી ઉઠયું. એના હ્રદયના તારેતાર ઝણઝણી ઉઠયા. ને હર્ષના ઉમળકામાં

એનના હાથમાં રૂપીઆ મૂકી કહ્યું "બ્હેન, તું મારી બ્હેન ને હું તારો ભાઈ. તેં આજ મારી આબરૂને, જીંદગી રાખી છે. કોઇ વખતે જરૂર પડે તો કહેજે."

પણ તે પહેલાં તો રૂપીઆ શેઠના પગમાં ઢગલો કરી કોળણુ રસ્તે પડી ગઈ હતી. એને રસ્તેથી આવતો પવન એકજ પડઘો પાડી રહ્યો હતો " આશરાનો ધર્મ"

ચંદ્રના અજવાળામાં મૂળાના પતીકા જેવા રૂપીઆ સામે શેઠ જોઇ રહ્યા. જીંદગીની કીંમત, આશરાનો ધર્મ અને વીરપસલીના રૂપીઆ વચ્ચેના તફાવતનો સરવાળો-બાદબાકી એના વેપારી મગજમાં ગણાવા લાગ્યાં. એણે રૂપીઆ વીણી લીધા ને બગબગું થતાં ઘરને આંગણે પહોંચ્યો ભર ચોમાસામાં એનું શરીર પછીનાના સ્વેદ આંકી રહ્યું હતું.

( ૨ )

મકરસંક્રાંતિના વળતા દિવસે હાડેહાડના ચૂરા કરી નાખે એવી ઠંડી શરીર હચમચાવી નાખતી હતી. છતાંય લગ્નસરાની ધમાલમાં કોઈ એ ઠંડીને ગણતું નહિ. વર-કન્યાઓ પરણવાના કોડમાં-જાનૈયા જમવાના હર્ષમાં અને વેપારીઓ નફાના લોભમાં કોઇને ઠંડીની અસરજ લાગતી નહોતી.

ઘુઘરાઓ ઘમકાવતા બળદો જાનનાં ગાડાં ખેંચી જતા હતા. તેવે વખતે શેઠની દુકાન પાસે થઈને ઘમઘમતા બળદની જોડવાળું ગાડું નીકળ્યું વરકન્યાને માથે લુણ

ઉતારતી છોડીએ હાક મારી. “ ફૂઇ.......એ કાળી ફૂઇ !” ને દુકાનમાં બેઠેલો શેઠના કાન ચમકયા.

ગાડાની પછવાડેજ ચાલી આવતા પોતાની ધર્મની બ્હેન કાળીને જોઇ. ને હ્રુદય ખીલી ઉઠયું. હર્ષનો ઉભરો આવ્યો. વર્ષો પહેલાંની રાત્રી-કાળીરાત્રી યાદ આવી. એ ઉઠયો ગાડા આડે આવી બળદના મોરડા ઝાલ્યા.

“ હં........હં........ શેઠ, ખસી જાવ. ખસી જાવ. હમણાં કચરી નાંખશે. ” હાંકનારે બૂમ મારી ને ગાડીને પછવાડે ચાલતી કાળી આગળ દોડી આવી. એ સમજી કે રસ્તો સાંકડો હોવાથી કોઇ ચાલતો માણુસ કચરાઈ ગયો. એનાથી ચીસ પડાઇ ગઇ.

એ આગળ આવી ને શેઠને જોયા. એના આંખોમાં અમી આવ્યાં. એ હર્ષમાં રડીપડી. “ભાઇ....”

“ હા. બેન. ”

“ ભાઇ, ખસી જાવ. મોડું થાય છે. ”

“ અરે, બ્હેન. હજુતો ઉગતો સૂરજ છે. ગામમાં થઇને જાવ ને ભાઈને સંભારોય નહિ ! આ કોની જાન !”

“ ભાઇ, તારો ભાણીઓ તારા આર્શિવાદે. ”

“ બ્હેન, ત્યારે તો હવે થઇ રહ્યું. ગાડાં છોડી નાખો. મારે આશરે જે કાંઈ એઠ પડશે એ. ”

ને પછીતો ભાઈ બ્હેન વચ્ચે ખૂબ જ તાણુઝીંક થઇ ને ગાડાં છોડયાં. શેઠે આખી જાનને જમાડી. સાઈંલતો શરમનો માર્યો ઉંચું મ્હોં લઇને જોઇ શકતો નહિ.

ગાડાં જૂત્યાં ને વરકન્યા ગાડામાં બેઠા. શેઠે ઘરમાંથી આવી વરરાજાની ડોકમાં સોનાનો હાર પહેરાવી દીધો.

" હાં....હાં...." કહેતી કાળી કોળણ આડી પડી.

" એ ન હોય. " કહી એણે હાર પાછો કઢાવવા માંડયો.

" રહેવા દે. બ્હેન ! રહેવા દે. તને વીરપસલી હજુ બાકી છે ને ? " શેઠે સ્મીત કરતાં કહ્યું ને આખો ભૂતકાળ એની આંખ સામે તરવર્યો.

" ભાઇ, આ જમ્યા એ શું ઓછું હતું. "

" એતો આશરાનો ધર્મ. તારી તો ઘડીએ ન થાય બ્હેન !

ને ગાડાં ઉપડયાં. શેઠે પોતાની ધર્મની બ્હેન કાળીને ઝાંપા સુધી વળાવી આવ્યો દૂરદૂર ક્ષિતિજમાં એણે ગાડાને અદૃશ્ય થતાં જોયાં, ડમરી ઉડતી બંધ પડીને પછવાડે ભણકારા વાગતા રહ્યા કે " આશરાનો ધર્મ. "

*

## લુંટારો

( ૨ )

વૈશાખના વાયરા સૂચવતા હતા. ચોતરફ અગ્ની વરસતો અને એ અસહ્ય ગરમી ઊની લ્હાથી ધરતી ધખધખી ઉઠી હતી; અને ધૂળમાં ફોલ્લા ઉઠતા હતા. પવન પણ વરાળો કાઢતો ચોતરફ ફૂંકાંતો તેવે વખતે પશુ પંખીઓ પણ ઝાડને આશરે વીરામ પામી ગયા હતાં. છતાંય દૂર દૂરથી એક ગાડું હાલ્યું આવતું હતું.

ગાડાવાળો વૃદ્ધ હતો. એના ખાલી દાંત વગરના બોખા મોઢા ઉપર પડેલી કરચલી અને સફેદ નીમાળા એની સાક્ષી આપતાં. વૃદ્ધ મોઢે બુકાની બાંધી હતી. પોતાના ઘરના બળદને દીકરા પેઠે એ જતનથી ધીમે ધીમે હાંકયે આવતો હતો.

પાછળ ગાડામાં સોળેક વર્ષની નવયુવાન એની પુત્ર વધુ બેઠી હતી. એના ચ્હેરા ઉપર ખાનદાની તરવરતી. આંખમાં મસ્તી હતી. અને શરીરમાં લોહી યુવાનીના મદમાં ઝડપથી ફરતું.

વૃદ્ધ પોતાની પુત્ર વધુને તેડી જલદી ઘંટીઆણુ પહોંચવા માટે વીસાવદરથી એવા બળતા તાપમાં પણ

મુસાફરી કરતો હતો. એને હૈયે હામ હતી કે આ જુવાન બળદ હમણાં પહોંચાડી દેશે. ગીરના જંગલો વચ્ચે એ ભાભો ગાડુ હાંકયે રાખતો હતો. ગરમીથી આખું જંગલ શાન્ત હતું. અવર જવર બીલકુલ ન હતી. ફકત પંખીઓનો ઝાડમાંથી થતો કલરવ આલ્હાદક હતાં. છતાંય ગરમીની જવાળામાં બળતા એ મુસાફરને પહોંચવા સિવાય કાંઈજ ધૂન ન હતી. બન્નેનાં હ્રદયમાં ગડમથલ ચાલતી. એકને ઘેર પહોંચ્યા પછી વિશ્રાંતીની, બીજીને પોતાના પતિને મળવાની.

ધીમે ધીમે અંધારીનું કોતર આવ્યું. ભાભાને આ જગ્યાની સ્હેજ બ્હીક લાગતી. બહારવટીયાનું આ સંતાવાનું સ્થળ ગણાતું ઉંચાં ઉંચાં વાદળની ખોપ ટેવા ડુંગરાની હારો વચ્ચે ઉંડાં ઉંડાં કોતરો અને એકાંત વાતાવરણ બીહામણું હતું. પણ આણાવળતી બાઈને કોઈ હેરાન નહી કરે એમ ધારી એણે આવા વિકટ પ્રસંગે એકલાં સંગાથ વગર મુસાફરીનાં પગરણ આદર્યાં હતાં.

ભાભો ઉંધું ઘાલી બેઠો બેઠો ગાડું હાંકતો હતો. અને વહુ પીઠ કરીને પાછળ બેઠી હતી. તેવામાં એ ઉંડા કોતરમાંથી એક બુકાની બાંધેલો ને હાથમાં તલવાર સહીત અજાણ્યો માણસ આવીને ઉભો રહ્યો.

" ખબડદાર,...."

ભાભો ઝબકી ગયો. રાશ એના હાથમાંથી નીચે સરી પડી. ને એ મહા મુશીબતે પડતો બચ્યો.

" ઉતર હેઠો " આવનારે હાકોટયો.

ગીરનું નાનું બાળક સીંહ–વાઘને હાંકી કાઢે એ વૃદ્ધ ભાભો આજે ઓચીંતા હલ્લાથી ગભરાઇ ગયો. એની હિંમત નાસી ગઇ. એ ધ્રુજી ઉઠયો. ને ઝટ દઇને નીચે ઉતરી ઉભો રહ્યો. આવનાર માણુસ બહારવટીઓ હતો. એનું નામ અમરો ખુમાણ.

અમરો ખુમાણ આજે એકલો નીકળી પડયો હતો. એણે આકડે મધ ભાળ્યું. વૃદ્ધ ભાભાને એકલો જોયો ને પોતાની તલવારને જોરે એણે આ લૂંટ આદરી.

ચુવાન કન્યા પણ નીચે ઉતરી પડી. ને લાજ કાઢી એક બાજુ ઉભી રહી. અમરા ખુમાણે બધું ગાડામાંથી નીચે ઉતારી લીધું. ને ડોસાનાં કપડાં કઢાવ્યાં. પછેડી ને પાઘડી. બધુંય ઉતારી લીધું. ને એની દાનત આ કન્યા તરફ ફરી.

" ડોસા ! આ કોણ છે ? " લાલ ડોળા ફેરવતો બહારવટીઓ વહુ તરફ ફર્યો.

" બાપુ ! મારા ગગાની વહુ છે." ધ્રુજતો ડોસો બોલ્યો.

" એમ કે........"

ને એ કન્યા સામે જઇને ઉભો રહ્યો.

" લુગડા કાઢ ભા."

" બાપુ ! તમે તો મારા માવતર કે'વાવ. બહારવટીઓ કદી આણાવળતીની આબરૂ નો લે " વહુએ પગે લાગતાં, બહારવટીઆને આજીજી કરી.

"પણ, તારા જેવી મારે ઘરેય દીકરીયું છે એને પહેરવા જોઇએને !"

"તે હું ક્યાં ના કહું છું- મારો ગવાળો બધો લઇ જાવ." બાઇએ ઉદારતા બતાવી.

"એ તો લીધો જ છે ને ! બળતું ઘર કૃષ્ણાર્પણ તું ઠીક કરે છે ?"

"ત્યારે હવે ધીરજ રાખો."

"હવે રાખ્યા એતો. કાઢ ભા," બહારવટીઓ હદ મૂકતો જતો હતો.

"પણ મારી લાજ...."

એ ન બોલ્યો ને એણે ઉતાવળ આદરી એ આજુ-બાજુ પડેલ માલ એકઠો કર્યે જતો હતો.

"લે કાઢ ભા કાઢ ઝટ ? ઉતાવળ કર"

"બહારવટીઓ કદી કોઈની આબરૂ નો લે. !" બાઇએ આજીજી કરી ને કપડા ઉતારવાની આનાકાની આદરી.

પણ બહારવટીઓ બહારવટીઓ મટી લુંટારો બન્યે જતો હતો.

એણે હદ કરી. "લે ભા સાડલો ન આપ તો ચાલ્યું. પણ ઘાઘરો કાઢી દે."

બાઇની ધીરજ ખૂટી. એનામાં સ્ત્રીત્વ ઝળક્યું એની આંખો લાલ બની છતાંય એણે ધીરજથી કહ્યું.

"બાપુ ! ઘાઘરાને હીરનું નાડું છે ને ગાંઠ નીંગઠ વળી ગઈ છે તે છૂટતી નથી"



"એ દીકરી……" બહારવટીઆથી બુમતી હાય નીકળી ગઈ. પાનું ૧૨૫

"ન છૂટતી હોય તો કાપી નાખ." ગરજવાનને અક્કલ ન હોય એમ એણે ઉચ્ચાર્યું.

"હા. લાવો તમારી તલવાર તે કાપી નાખું. બીજુ શું થાય ?"

બહારવટીઓ સામું જોઈ રહ્યો. બાઈનું તેજ એનાથી ન જીરવાર્યું એણે તલવાર ન આપી. ને કહ્યું " આ છરો લે. છરાથી કપાશે."

એણે બેટમાંથી છરો કાઢી બાઈના હાથમાં આપ્યો ને પોતે ઉઘાડી તલવાર પગ નીચે દાબી લીધેલા કપડાની ગાંસડી નીચે વળી બાંધવા લાગ્યો. વળેલા લુંટારાને ધક્કો માર્યો. એકજ ધક્કે લુંટારો દડી પડ્યો. ને બાઈએ પગ નીચે દાબેલી તલવાર ખુલ્લી થતાં હાથમાં ઉપાડી લઇ એના ઉપર કુદીને પડી.

રણચંડી બનેલી બાઈની આંખોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો એની સોરગમાં શૂરાતન ઉભરાયું ને લોહી ઝપાટાપૂર વહેવા લાગ્યું. એણે દૂર ઉભેલા ડોસા પોતાના સસરાની લાજ છોડીને કહ્યું "અદા ! પેલી રાશ લાવજો."

" એ દીકરી..........." બહારવટીઆથી બૂમની હાય નીકળી ગઈ.

"હવે કાંઇ નહિ, પહેલાં હું તમારી દીકરી હતી. હવે તો તારૂં લોહી પીનારી રણચંડી છું " બાઇએ છરો તેની ગરદન ઉપર મૂકીને કહ્યું. ભય અને બાઈના શરીરનો ભાર બહારવટીઆને અસહ્ય થઇ પડ્યો.

લુંટારાની આંખો ફરવા લાગી, એને અંધારા આવવા લાગ્યાં. ભયમાં એનો ચ્હેરો ફીક્કો પડવા લાગ્યો ને પરવશ પડેલા એ બહારવટીયાએ કરગરવા માંડયું. છેવટે એણે ભાન ખોવા માંડયું. એ બેશુદ્ધ બની ગયો.

પણ તરતજ રાશવતી બંધ બાંધી એ ઉઠી ગઈ. ભાર ઓછો થતાં બહારવટીઓ જરા સ્ફૂર્તિમાં આવ્યો એણે ખૂબજ આજીજી કરી. ઘડી પહેલાનો ક્રૂર બહારવટીઓ ગરીબ બકરી જેવો નમ્ર બની ગયો. પણ બાઇને આ લુંટારાના ક્રૂરપણાની ઘણી વાતો સાંભળી હોવાથી ખૂબજ કાળ ચઢયો હતો. એણે ગાડું જોડાવી લુંટારાને તેના સસરા પાસે ઉંચકાવી ગાડામાં નંખાવ્યો ઉંધો નાખ્યો ને પોતે એ નાસવાનો જરાયે પ્રયત્ન ન કરે તે માટે એની તલવારની પીંછી એની પીઠમાં ઘોંચતી આખો રસ્તો એની ઉપર બેસી રહી. જાણે મડદાં ઉપર બેઠેલી કોઇ જોગણી !

લુંટારાના મોતીયાં મરી ગયા. કાળના મોઢામાં એ જતો હતો. એણે હામ ખોઈ ને કાળને દોડયો આવતો જોયો. એણે ખૂબજ આજીજી કરી પણ બધું નકામું ગયું. બાઇએ એ લુંટારાને પોલીસને સ્વાધીન કરી દીધો અને ગીરનો એ રસ્તો લુંટારાના ત્રાસથી મૂક્ત કરી, ઘણીએ આણા વળતી બ્હેનોની લાજ લેવાતી અટકાવી.

*

# નિંભાડો

( ૩ )

પુરી કથા હરિના નામની. સહુ સાંભળવાને જાય;
બલ્લીને જ્ઞાન ઊપજ્યું, કથા સાંભળવા જાય.
સાંભળતાં, સાંભળતાં સાંભર્યું, મારાં બચ્ચાં કુંભારીને ઘેર;
કુંભાર નીંભો ખડકશે, મારાં બચ્ચાંનું શું થાય?
પડખેથી સવરી બાઇ બોલીયાં, તમે ધારણ રાખોને ધીર,
તમારા બચ્ચાંને ઉગારશે, મારો શામળીઓ ભગવાન.
પ્રભાતે પ્રલ્હાદજી ઉઠીયા, ગયા કુંભારને ઘેર,
સોના ખંપાળી, નીંભો ખોળીયો, તેનાં તાંબા વર્ણાં ઠામ.
પાંચપાત્ર કાચા રહી ગયાં, તેમાં બિલાડીના બાળ;
એરે એંધાણે હરિને ઓળખ્યાં, હવે નહિ છોડું હું રામ
( લોકગીત )

બિલાડીએ બચ્ચાંને જન્મ આપ્યો અને ઘેરઘેર ફેરવવા માંડયાં. એમાં કુંભારની કોડમાં એણે કાચા વાસણો તૈયાર મૂકેલાં જોયાં. એ જગ્યા એને સહિસલામત લાગી અને હરિને ભરોસે બચ્ચાંને છોડી ગામમાં બિલાડી ગઇ.

કાચા વાસણોનો નિંભાડો પકવ્યા વગરના ઠામ શા ઉપયોગના? કુંભાર નિંભાડો ખડકવા લાગ્યો. રૂંઝું વેળા થયેલી અને આખા દિવસના થાકેલા કુંભારે ઉતાવળ આદરી. ધૂંવા ફૂંવા થયેલા કુંભારે ગાળોનો વરસાદ વરસાવ્યો. પણ

સહનશીલ કુંભારણુ અક્ષરે બોલ્યા વગર એકદમ વાસણો લાવી ઢગલો કરવા લાગી.

ઉતાવળ અને ગુસ્સો. પછી વાસણુમાં શું છે? એ જોવાની ફૂરસદ પણુ કોને હોય? મોઢું ચડાવેલ કુંભારની આંખમાંથી અગ્ની ઝરતાં તેથી તેના સામું જોવાનીય કુંભારણુની હિંમતજ ન ચાલતી.

વાસણો ઉતાવળે ગોઠવાયાં અને અંધારી રાત્રીના ઘોર અંધકારમાં નિંભાડો સળગાવાયો. હજારો પંખી ફફડી ઉઠયાં અને જીવડાંઓનો તો પારજ રહ્યો નહિ. સુવર્ણરંગી એ ડુંગર દેખી હજારો પતંગીઆઓ સ્વાહા કરી જીવન કુરબાન કરવા લાગ્યા. અનેક જીવડાં ધૂંમાડાથી ધૂધવાઈ અંદર પડવા લાગ્યા. પણુ એ કરતાં અંદર રહી ગયેલાં પેલાં બિલાડીનાં બચ્ચાનું શું ?

ઘડી થઈ ને બિલાડી આવી કોડમાં જૂએ તો બચ્ચાં ન મળે મનુષ્ય કરતાં જાનવરોને બચ્ચાં કોઇ ઓછાં વ્હાલાં હતા હશે ? નહિ જ. એણુ તો દોડા દોડ આદરી બિલાડીને લાટીને અકળાતી જોઇ કુંભાર ગુસ્સે થયો. એણુ પંપાળી લીધી ને ગભરાઈ ગયેલી બિલાડીને મારી. પણુ પુત્ર સ્નેહની કીંમત તો સ્ત્રીઓજ વધારે સમજે. કુંભારણુને દુઃખ થયું. એ દોડી કોડમાં ગઇ, અને તરતમાંજ ઉતરેલા વાસણુમાં બિલાડીને મોઢું નાખતી જોઇ. એ સમજી ગઇ કે બિલાડી બચ્ચાં ખોળી રહી છે.

પણુ એ બચ્ચાં હવે ક્યાં નજરે પડવાના હતા? એણુ આખું ઘર ફેંદયું તોય ક્યાંઈ પત્તો ન લાગ્યો. બિલાડી

નીરાશ થઇ ગઈ. કુંભારણને હૈયે ધ્રાસ્કો પડયો. જરૂર બચ્ચા એ સળગતાં નિંભાડામાં હોવા જોઇએ: માવછા જેવું એકે મહાન પાપ નથી ! હવે શું થશે?

એનું હૈયું ભરાઇ આવ્યું. આખમાં અશ્રુઓ ટપકયાં. ડૂમો ભરાયો ને એ હતાશ બનીને પોક મૂકીને રડી. ડસકાં ભર્યાં પણ એ બધાનું ફળ શું ?

આખી રાત્રી એણે પશ્ચાતાપમાં ગાળી. જીવન અકારૂં થઇ પડયું પોતાને હાથે હત્યા થઇ એ વિચારે ઉંઘ એની વેરણ બની. ઘડી ઘડી એના મુખમાંથી ' હરિ ! હરિ ! ' શબ્દો નીકળી પડતા. બિચારી બિલાડી પોતાના દુઃખે દુઃખી થતી કુંભારણને જોઇ રહી. એને ધીરજ આવી. દુઃખીને દુઃખી મળે કે પોતાના દુઃખમાં ભાગ લેનાર મળે તો સંપૂર્ણ આશ્વાસન મળે છે.

સૂર્ય નારાયણે પોતાનું આગમન સૂચવ્યું. ઉષાદેવી સૂવર્ણ રંગી સાડી ધરી આગળ આવ્યાં અને જેમ કોઈ નૃપતિના આગમન પહેલાં સ્વાગતની તૈયારીઓ થાય તેવી રીતે સવિતા નારાયણનું સ્વાગત કરવા પૂર્વ દિશામાં ઉષા દેવીએ સાથીઆ પૂરી ભભકાદાર આકાશ બનાવ્યું.

અને ત્યાં તો અરૂણ સારથીએ પોતાનું મુખ બતાવ્યું. જગત આખું નિદ્રાને હડસેલી, આળસ ખંખેરી, ઉદ્યમે વળગ્યું. અને કુંભારણે હતાશ હૃદયે ખંપાળી હાથમાં લીધી.

એક પછી એક ઠામ એણે ઉપાડી આઘા મૂકવા માંડયાં. દરરોજ કરતાં આજે ઓછાં ઠામ ફૂટેલાં એણે જોયાં. પણ એના હ્રુદયમાંથી આનંદની શેડો કે હર્ષનો ઉભરો ન છૂટયો. ક્યાંથી ફૂટે! હૈયામાં હોળી સળગી રહી હતી. ચિંતા રૂપી ઈંધણાં હજુ પ્રજવળતાં હતાં.

સામેજ બિલાડી બેઠી હતી. એ મંદવાડ ખાઇ હમણાજ ઉઠી હોય એમ એના ચ્હેરામાં નિરાશા સાથે દર્દ હતું.

દુ:ખનોય અંત હોય છે. આખો નિંભાડો ઉકેલાઇ રહ્યો ત્યાં તો " મી....આં....ઉં...." એણે સાંભળ્યું. બિલાડી કુદી પડી પેલા વાસણ ઉપર.

કુંભારણ બ્હીને નાઠી. પણ હીંમત રાખી આગળ આવી. પાછળ બે ઠામજ પડી રહ્યાં હતાં. એક ઉપાડયું અને તે સાથેજ બિલાડીનાં બચ્ચાં બહાર દોડી આવ્યાં.

" વાહ મારા પ્રભુ ! મારા નાથ ! " કુંભારણથી બોલી જવાયું. બિલાડી આવી કુંભારણના પગ ચાટવા લાગી. અને બચ્ચાં મળવાથી એણે હર્ષનાં અશ્રુ ખેરવ્યાં.

કુંભારણનું હ્રદય હર્ષથી ઉછળ્યું હ્રદય સાગરમાં આનંદનાં મોજાં હેલે ચઢયાં. અને એ ખુશી થતી ઘરમાં ગઈ.

એને પોતાની ભૂલ સમજાઈ. અને ત્યારથી કદીએ વાસણ જોયા વગર રાતના નિભાડો સળગાવવાનું માંડી વાળ્યું.

*

# રૂડી પટલાણી.

પોષ મહીનાની કડકડતી ઠંડી, કાળજા સોંસરવી નીકળી જાય એવી પવનની ઝાપટો અને લીલા છોડ પણ બળી જાય એવા હીમને લીધે પશુ પંખીઓ પણ બહાર ફરકતા ન હતા. સર્વત્ર સૂનકાર જેવું લાગતું. વૃદ્ધ મેરામણ ભાભો આવી ટાઢના હુમહુમણા પોતાની વૃદ્ધાવસ્થાને લીધે ઉંઘ નહિ આવવાથી સગડી કરીને ખાટલા પાસે બેઠા બેઠા તાપતા હતા. સૂર્યનારાયણ ધીમે ધીમે દેખાયા અને મેરામણ ભાભાની આસપાસ એમનું કુટુંબ ધીમેધીમે જેમ કેદીને પોલીસો વીંટી લે એમ વીંટીને બેઠાં. વૃદ્ધ ભાભો પોતાના કુટુંબની લીલી વાડી જોઇ સ્હેજ હશ્યો ને એ સુખમાં સ્હેજ દુઃખ અને શરમનો અંગારો પડતાં જેમ ખડની આખી ગંજી તણખો ઉડતા સળગી ઉઠે એમ એ હસમુખા મેરામણ ભાભાનો ચ્હેરો જરા લાલ થયો અને અશક્ત માણસો ગુસ્સામાં બળી જાય અને જોરાવર પાસે જોર નહિ ચાલવાથી રડી પડે એમ વૃદ્ધ ભાભાના હૃદયમા થતી ઝાળોને લીધે એમની આંખમાંથી અશ્રુનું નાનકડું ટીપુ ગાલ ઉપર પડેલી કરચલીઓમાં થઇને નાકની ડાંડી પાસેથી ટપકર્યું ને તેમના પુત્ર વાઘાએ એ જોયું.

વૃદ્ધ ભાભાએ એ લુછયું નહિ ત્યાં તો વાઘાની સ્વરૂપવાન મીણની પુતળી જેવી વહુ માથે પાણીની હેલ

લઇને આવી, તાંબાની હેલ જેવો ચળકાટ વાઘાની વહુ રૂડીના ચ્હેરા ઉપર ન હતો. હેલમાં ભરેલા સ્વચ્છ જળ જેવી આંખમાં અમી ન હતી પણ દુઃખ, શરમ અને લાગણીથી ઉભરાતી હૈયામાં સળગતી હોળી અને આંખમાંથી નીકળતો પ્રવાહ ચોમાસાની કોઇ દુઃખદાયક ઝડી જેવો હતો.

વાઘો ચોંક્યો. આ શું ? એણે પોતાના વૃદ્ધપિતા મેરામણ પટેલનો હાથ ઝાલ્યો.

વૃદ્ધ ભાભો મેરામણ, મેરામણ જેવો મોટા પેટવાળો હતો. છતાંય જેમ મીઠા મેરામણમાં ભરતી આવે છે એમ આ વખતે પણ ભાભાથી દુઃખ સહન ન થયું અને એની આંખમાંથી અશ્રુ સરી પડયું. વાઘાએ ભાભાની કરચલીઓ-વાળો હાથ ઝાલ્યો અને ભાભાના હાથમાં પકડેલું છાણું એમનું એમ અટકી ગયું. બાપ દિકરો એક બીજા સામે જોઇ રહ્યા. કિલ્લોલ કરતા બાળકો આ નહિ સમજવાથી આભા બની તાકી રહ્યા.

"બાપા ! શું ....?"

ડોસો બોલી ન શકયા. એના હોઠ ધ્રુજી ઉઠયા.

રૂડી ઘરમાં જઇ પાણીઆરી ઉપર હેલ ઉતારી ઓ-રડામા ખૂણે ભરાઇ. રડી રડીને હૈયું ખાલી કર્યુ અને પછી મ્હોં ધોઇ બહાર આવી વરસાદની હેલી પછી વાદળાનું અં રૂપટ ભેદીને બહાર નીકળતા ચંદ્ર સરીખું રૂડીનું મ્હોં નિર્દોષ ચાંદલા પેઠે ચળકયું. પણ ચંદ્રનું કલંક એ મુખ ઉપર સ્પષ્ટ દેખાતું.

વાઘાને કાંઇ નવા જૂનીની આગાહી થઇ. એનું ચુવાન લોહી તલપાપડ બન્યું. એ બાપના બન્ને હાથ પકડી કરગર્યો. એના મ્હો ઉપર ગુસ્સાને બદલે જીજ્ઞાસા સ્પષ્ટ જોઈ શકાતી હતી.

વૃદ્ધ મેરામણુ દિકરાને ઉગતી જુવાનીમાં આવી ચિંતાઓમાં ઓરી દુઃખી જોવા ન્હોતા ઈચ્છતા. તેઓ આ દુઃખ સહન કરી એમાંથી સુખ તારવી પોતાના બાળ બચ્ચાંને આપવાનું ધારતા એટલે એમણે મૌન્ય સેવ્યું હતું. પણ દીકરાની જીજ્ઞાસા આગળ બાપનું ન ચાલ્યું અને તેમાંય વાઘાની પ્રતિભા બાપના હૃદયમાં અમી સીંચતી.

"બેટા........" ડોસાનો સ્વર રૂપાની ઘંટડી પેઠે ધ્રુજ્યો ને ડોસો શરમનો માર્યો પોતાના બે પગ વચ્ચે માથું દબાવી નીચું જોઈ રહ્યો.

આ દૃશ્યે વાઘાને ઉશ્કેરી મૂકયો. એના હૃદયમાં ખળભળાટ થઇ રહ્યો. એ ભાભા સામે તાકયો.

"બોલો, બાપા બોલો. શું....છે....શું આ બધું ?"

"કાંઇ નહિ. તારૂં કામ નહિ બેટા." ને ડોસાએ બારણા સામે જોયું. રૂડીને ઉભેલી જોતાંજ ડોસાના ચ્હેરા ઉપર કાળી વાદળી છવાઇ ગઇ. ચતુર વાઘો સમજી ગયો કે રૂડીના કોઇ પ્રસંગે ડોસાને દુભવ્યા છે એણે રૂડી સામે જોયું ને રૂડીની આંખમાંથી મોતીની હાર તૂટી પડી.

"બાપા...." વાઘાનું હૈયું હાથ ન રહ્યું. એની આં-

ખમાંથી અશ્રુ ઉડી ગયાં ને નિર્જળ સરોવર બીહામણું અને ખાવા ધાતા ભયંકર રણ જેવું લાગે તેવી રીતે અમી વિનાની આંખો ભયંકર બની, ને વાઘો રૂડી તરફ ક્રૂર હાસ્ય કરી ઉઠયો.

ભાભો ચમકયો. એને વાઘાના પગ પકડ્યા.

"બાપા ! બાપા !" કરતો વાઘો બેસી ગયો. ને રૂડી તરફ દાંત કચકચાવ્યા.

"ના ! બેટા ના....એ તો મારી દીકરી રતન જેવી ચોકખી છે."

બાપના સ્નેહાળ શબ્દોથી રૂડી પ્રત્યેનો રોષ સમાઇ જતાં વાઘો ગુંગળાઇ જવા લાગ્યો. એના શરીરમાં કંપારી આવી ગઇ. એ બાપ સામે તાકીને બોલ્યો.

"બાપા ! આપણે બીજો તે શું દુ:ખનો સમુદ્ર ડોલ્યો છે ? આટલું બધું તમે શીદ દુ:ખ ધરો છો ? આ સુંદર ઘર, આ ભગરી ભેંસો, આ ડોકમાં ઘુઘરમાળ ખખડાવતા બળદોની જોડો, ગોકુળીયા જેવું મોટું કુટુંબ, માથા વાવીએ ને ઉગે એવી જમીન, આ બધું છે. પછી દુ:ખ શું છે ? ગામના તમે પટેલ ને પછી તમારી સામે પણ કોણ બોલી શકે ? આ તમારી ચીંતા અને દુ:ખનો ભેદ હું ઉકેલી શકતો નથી " નરમ ઘેંસ બની જતા વાઘાના ઉદ્‌ગારો ધીમા ધીમા થતા ગયા ને છેવટનું વાકય તો પાસે બેઠેલો મેરામણ ભાભો પણ મહામુશીબતે સાંભળી શકયો. વાઘો ચીંતામાં ડૂબી ગયો.

ડોસે સગડીમાં લાકડું સંકોર્યું અને તણુખો વાઘાના પોંચા ઉપર પઢયો. વાઘો ઝબકી ઉઠયો. ને એણે ભાભાના ચ્હેરા ઉપર થતા ફેરફાર નીહાળ્યા. એને કાંઇ ભયની આગાહી થઇ, ને એણે બાપને પૂછ્યું.

"બાપા ! શું દુઃખ છે ?"

"બેટા........આપણું........અંજળ ! " ડોસે કપાળે હાથ મૂકયો.

હે'....!" વાઘો અડધો ઉભો થઈ ગયો.

"ઉઠયું........" ભાભો બોલી ન શકયા. ને એમની આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસી રહ્યો થોડી વારે ડોસો શાન્ત થયા. આત્માનો ઉભરો ઠલવાયો ને ડોસે પોતાના દીકરાને બધી વાત કહી.

વાઘો ઉશ્કેરાઇ ગયો. એનો સ્નાયુબદ્ધ હાથ પાસે પડેલી કુહાડી ઉપર ગયો ને લોહી ઝરતી આંખે એ કમકમતો બોલ્યો.

"આવો નીચ !....બોલતાં એની જીભ ન કપાઈ ગઈ!"

ડોસાએ વાઘાના હાથ પકડયા. કુહાડીને ઝાલી રાખી,

"બાપા મૂકી દ્યો. હું એને પૂરો જ કરી નાખીશ. શું એ બાયલા સમજે છે બધાને !

"હોય, બેટા. અમલ એવી ચીજ છે."

"હું બતાવીશ એને કે અમલદારી કેમ ભોગવાય છે."

"બેટા...." દુખી થતો ભાભો બોલ્યો."....એ અમ-લથી આંધળો બન્યો છે."

" માટેજ મારે એની આંખો ઉઘડાવવી છે. "

ભાભો સમસમી ઉઠયો. કોપેલો વાઘો કાંઈ ઉંધુ ચત્તુ ન કરી નાખે એ વિચાર એમને કંપાવી નાખતો હતો. એમણે ધીમેથી દીકરાને શાન્ત પાડવા માંડયો.

" બેટા ! બળીઆ સાથે બાથ ન ભીડીએ. આપણે એમની ઓશીયાળ હજાર વખત પડે. આખું જીવતર એમની સાથે કાઢવાનું. આપણને નાહાકના હેરાન કરી નાખે. " વૃદ્ધ ભાભો આ રયાસતના લોભે પડેલો જીગરનો કારી ઘા સુખે દુઃખે ગળી જવા મથતા હતા. પણ રૂડીની આંખે વાઘાને ઉશ્કેરી મૂકતી.

" બાપા ! આટલી બધી બ્હીક શી ? આવડી મોટી દુનીઆ પડી છે. આ પાપી પેટ ભરવા શેર બાજરી નહિ આપે ! ભૂખ્યા ઉઠાડનાર પ્રભુ કોઇને ભૂખ્યો સૂવારે છે ? આપણી નીતિ સાચી હશે તો આવા ઝુંપડાને બદલે મ્હોટી હવેલીઓ અને સારી રયાસત આપણા પગમાં પાંગરશે. આપણા કાંડામાં જ્યાં સુધી તાકાત છે અને શરીરમાં ગરમ લોહી ફરે છે ત્યાં સુધી આવું અપમાન સહન કરી જીવવા કરતાં......." ઉશ્કેરી ગયેલા વાઘાએ કોદાળી ઉંચી કરી ને બાપે દોડી વાઘાના શરીરને ભેટી પડી મોઢે હાથ દીધો.

" દીકરા......."

" બાપા......."

રડતા હૃદયે બાપ બોલ્યો. " શાન્ત થા. ઉતાવળા સો બાવરા. જરા ધીરજ રાખ. મારૂં આ વૃદ્ધ અને અશક્ત દેખાતું આ શરીર હજુ નકામુ નથી. કોઇની માએ શેર સૂંઠ નથી ખાધી કે કોઇનામાં નથી તાકાત મારી પુત્ર વધુ સામે જોવાની ! " ડોસાની આંખમાં અશ્રુઓ સૂકાયા. વૃદ્ધ શરીરમાં યુવાન લોહી સંચર્યું અને ભયંકર બનેલા બાપ દિકરાના ચ્હેરાઓએ વાતાવરણુ ભયંકર બનાવી મૂક્યું.

બાપ દિકરે બળદ જોડી સાથીઓને ખેતર મોકલ્યા. નાનાં બાળકો વાછરડાં લઇને ચારવા બીડમાં ગયા ને વાઘો પોતાની ઘોડીએ ચડીને સીમમાં આંટો દેવા ઉપડયો. વૃદ્ધ ભાભો ખાટલે પડયો. ગઇ કાલના આનંદ અને કલ્લોલને ઢાંકતું, આજનું પ્રભાત ચીંતા અને દુઃખ આ કુટુંબ ઉપર વર્ષાવતું મધ્યાનને ખોળે એ બધાને સોંપતું વિદાય થયું.

( ૨ )

" બાપુ ! એ તો મારા દાદાના વખતથી અમે ખાતા આવ્યા છીએ. અમારા વંશપરંપરાની એ મીલ્કત છે. અમારાં લોહી પાઇને માથા ઉગે એવી બનાવેલી એ ભોંય અમારાથી મૂકી કેમ જાય ! તમે તો માવતર છો." વૃદ્ધ ડોસાએ શાન્તી અને આજીજી પૂર્વક વહીવટદાર પાસે અરજ રજુ કરી.

" એમાં હું શું કરૂં ભાઇ ! " આંખે ચશ્મા હતા તે ઉતારી હાથમાં લઇ ફેરવતા ગાદી ઉપર પડયા પડયા વહીવટદાર સાહેબે કહ્યું.

" આપ તો ધારો તે કરી શકો." ખુશામત કરતા ભાભાએ કહ્યું.

" ........ઉપરથી હુકમ છે. અમારાથી કાંઇ ન બને." ભાભાના આવા શબ્દોથી કંટાળતા વહીવટદારે પૈસાનો રણકાર નહિ સાંભળવાથી આંખે ચશ્મા ચઢાવી કટાણું મ્હોં કર્યું અને પાસે પડેલા ચોપડામાં નીચું ઘાલી લખવું શરૂ કર્યું.

ભાભો પટેલ હતા. પટેલનું દરવખતે સ્વાગત થતું અને આજે આમ ચોકખો દેખાતો તીરસ્કાર ભાભાનું કાળજું કોરી ખાવા લાગ્યો. એ ઉકળી ઉઠયો. " તમારા જ કામ હશે. સાહેબ."

" હા, હા. મારા. જાવ........" વહીવટદાર સાહેબે ગુસ્સે થઇ ત્રાડ પાડી. ને બહાર જવાની આંગળી વતી સૂચના કરી.

" પણ સાહેબ, આવો ગુસ્સો શું કામ કરો છો ! અમે તો અભણ કે'વાઈ ! અમને કાંઇ ખબર પડે છે કે શા'બને આમ નો કે'વાય ! કાંઇ કામ........" પટેલે મધ મૂકયું. ને સાહેબ ચમકયા. કાન ધર્યા ને ઠંડા બન્યા.

" જુઓ પટેલ, અમે કામમાં હોઇએ અને તમે નકામા ખાલી વાતો કરો એટલે સહન કયાંથી થાય ? તમે કાંઈ સમજતા હો તો વળી........" ને વહીવટદાર સાહેબે કલમ મોઢામાં ઘાલી.

" હોય. બાપુ, તમે તો અમારા ધણી છો. બાપ પાસે છોકરાં લાડ તો કરે જ ને! અમે કયાં જવાના, તમ વગર અમને બીજો શો આશરો!" વહીવટદારને શાન્ત પડેલો જોઇ ભાભાએ પાછું ફેરવી તોળ્યું.

" ડોસા! તમે વાતો કરો એમાં અમારાં છોકરાં શું ખાય! આજ કાલ તો પૈસા હોય તો છોકરા ઘુઘરે રમે."

આઘા પાછા થયેલા સહુને જોઇને વૃદ્ધ પટેલ પાસે લોભી વહીવટદારે વાતનો ઉલ્લેખ કર્યો.

"....અરે....બાપુ! તમારે જોઈએ તે અમારે ન જોઈએ. આ બધું છે એ કોનું છે? તમારૂં જ છે ને!"

ભાભો જાણે નજીવી વાત કરતા હોય એમ બોલ્યા. વૃદ્ધ મેરામણ ભાભો ખૂબ જ કુનેહબાજ હતા. તેઓ દંડ, ભેદ, શામ, ને દામથી કામ લઈ જાણતા. એમણે ધીમેથી પૂછ્યું " સાહેબ, શું....? કેટલા....? "

વહીવટદાર સાહેબ હસ્યા. " પટેલ! અધીકારીઓને કાંઇ ભાનજ નથી. જૂઓને, આ તમારી વાડી માટે કેટલીયે વાર તૂમારને દાટી મૂકયો પણ માળા ભૂલેજ નહિ. આ વખતે પણ હું દાટી દઇશ. જાવ. તમારે અને અમારે તો ઘર નાતો. એમા શું? જાવ. બહાર દેવુ ઉભો છે. એને મળજોને...."તમારો કોઇ વાંકો વાળ નહિ કરી શકે."

ડોસો હરખાતો હરખાતો ઓરડામાંથી બહાર નીક-

ઢ્યો આજુ બાજુ જોયું ને ફળીમાં દેવુને બેઠેલો જોયો. સો પચાસ રૂપીએ છૂટકો માની પટેલ પગથાર ઉતર્યા ને કુકડીનું મ્હોં ઢંકલી માની દેવુ પટાવાળા પાસે જઇ બેઠા.

" કાં દેવાભાઇ ! કેમ છે ? " દરરોજનો દેવલો કે દેવુડો આજે દેવાભાઈ બન્યા. સાચું છે કે ગરજે તો ગધેડાને પણ બાપ કહેવો પડે.

" ઠીક ઠીક ! પટેલ, આવો આવો. કાં કેમ ચાલે છે હમણાં........"

" એ આપના પરતાપે લીલા લહેર ! બીજુ શું ? " ને પટેલ દેવજીની નજીક સર્યા.

દેવુ પટાવાળો જરા ખમચ્યો. પટેલની શેહ પડી.

પણ સ્વભાવે ઉછાળો માર્યો. એમાં શું....માની જાતી ઉપર ગયો ને પટેલના કાનમાં મ્હોં ઘાલ્યું.

" પટેલ ! તમારી વાડી મારી જાત હો ! માંડ માંડ વહીવટદાર સાહેબને હાથે પગે લાગીને બંધ રખાવ્યું. "

" સારૂં થશે ભાઇ, તમારૂં. "

" અરે, એમાં શું ? તમે ક્યાં કો'ક છો ? "

" અરે હોય ! " પટેલ હશ્યા.

" પણ આતો દિવાન સાહેબની વાત છે. વહીવટદાર બીચારા કેટલુંક કરે. ઉપરીનેય રાજી રાખવા જોઇએ ને ! "

" હા. માળું. સઉને માથે આવું ને આવું. શેરને માથે સવાશેરી ! "

" પટેલ ! આખી દુનીઆમાં એમજ ચાલે છે. કાલ સાંજે દિવાન સાહેબ અહીં મુકામ કરે છે. "

" ઓહો ! ધન્ય ભાગ્ય, ધન્ય ઘડી. એથી રૂડુ શું ? " ભાભો હાથ જોડી ઉભા થઇ ગયા.

" એમની સરભરા કરવા માટે રાત્રે........" દેવું બોલી ન શકયો

" એમાં શું ! કહો તો મારી ભગરી ભેંસનું દૂધ મોકલું, પાકુ સીધુ મોકલું, જે કહો તે. એમાં શું ? દિવાન સા'બ તો આપણાં માવતર ! " પટેલ ઓછા ઓછા થઈ જવા લાગ્યા.

આટલું બધુ કરવાની જરૂર નથી. આ ગામાતમાંથી એ બધું થાયજ છે ને ! એય તમારૂંજ છે ને ! તમારી રાજભક્તિ કાંઇ ઓછી છે ? એટલેજ જૂઓને રાજા ને દેવ સરખા. રાજાની મીઠી નજર છે એટલે દેવનીયે તમારા ઉપર મહેર છે. કાંઈ કમીના છે ? "

" એ તો બધો પ્રતાપ બાપુ સાહેબનો ! " ભાભો દેવુ સામે જોઇ રહ્યો. પટેલ સમજ્યા કે દેવુડો કાંઈ ;રમત ખેલી રહ્યો છે. એટલે એણે વાત સંકેલવા માંડી.

" પટેલ. હવે લાંબી વાતના ગાડા ભરાય. જુઓ કહેતાં તો મારી જીભ નથી ઉપડતી. હું તો ચીઠ્ઠીનો ચાકર." નિર્દોષ થવા જતો દેવુ જાળ પાથરવા લાગ્યો. પાસે થઈને નીકળેલા બે માણસો દેવુ સામે જોઈ રહ્યા ને ગયા.

" હા. ભાઇ. તમે તો કાગળીયા. કાગળીઆનો શું વાંક ? ચીઠ્ઠીના કાન કપાય ?"

દેવુ બોલતા તો બોલ્યો પણ,

" જુઓ કાલે દિવાન સાહેબ આવશે. તે વખતે રાત્રે જરા તમારા દીકરાની વહુને...મોકલજો." દેવુ બોલતાં તો બોલ્યો પણ પટેલનો તાપ સહન ન થયો. એ ઉઠીને ઓરડામાં ભાગ્યો.

ડોસાની આંખ ફાટી. વૃદ્ધ શરીર ધ્રુજી ઉઠયું. પાસે થઈને જતા બે માણસોએ દેવુનું બોલેલું છેલ્લું વેણ સાંભળેલું તેથી વૃદ્ધને મોત કરતાં ભયંકર આ અપકીર્તિવાળું વચન તીણા બાણ જેવું કાળજામાં પેસી ગયું. એણે ગુસ્સામાં મુઠી વાળીને દેવુને મારવા હાથ એના ઉપર પડે તે પહેલાં તો ચપળ દેવુ ઠેકીને ઓરડે પહોંચી ગયો હતો.

ભાભાનો હાથ ખાટલાની ઇંસ ઉપર પડયો ને ઇંસના કડેડાટ થતા બે કકડા થઇ ગયા. ભાભો ગુસ્સામાં હાથ ઘસતો લોહી ઝરતી આંખે ઉતારા બહાર નીકળ્યો. અને વહીવટદાર તથા દેવુનું ક્રૂર હાસ્ય પાછળ નફટાઈમાં ગર્જી ઉઠયું. એના પડઘા વૃદ્ધ મેરામણ ભાભાના કાન સુધી પડયા ભાંગલે પગે સંધ્યાના આછા અંધકારમાં લપાતા છૂપાતા પટેલ મહામુશીબતે ઘેર પહોંચ્યા. એમના મનમાં એક જ વિચાર કોરી ખાતો હતો. નીચ દેવુડે મારૂં નાક કાપ્યું,' પટેલને આંખે અંધારાં આવી ગયા. અને મહામુશીબતે ખાટલા ભેગા થયા. વાળુ કર્યા વગર ભાભો ઉંઘ મુંધ પડયા રહ્યા.

(૩)

ગુલાબની સુવાસ કરતાં ડુંગળીની બદબો જલદી ફેલાય છે. અને વાતાવરણને ઉશ્કેરી મૂકે છે એમ દેવુડાના શબ્દો પટેલ ઉતારા બ્હાર નીકળે એ પહેલાં તો ફેલાઇ ગઇ હતી. પટેલ નીકળ્યા ત્યારે કેટલાય એના સામે તાકી રહ્યા હતા.

આખી રાત ભરમાં તો ગામના નાના મોટા સહુ કોઈએ એ વાત જાણી. પટેલની દયા અને વહીવટદારની અનીતિથી લોકો કંપી ઉઠયા. ભાવિ નજર સામે દેખાયું પણ ના હિંમત ગામડીઆઓ શબ્દ ઉચ્ચારી શકયા નહિ ને ભાવિનો મદાર બાંધતા આખી રાત નિંદ્રાને ખોળે ઢળ્યા. પણ ભાભાને આજે નિંદ્રા વેરણ બની હતી.

સવારની ઠંડીમાં પટલાણી રૂડી વ્હેલી ઉઠી. ને પાણી ભરવા ગઈ. કુવા કાંઠડે તો વાતો થાયજ સારી કે નરસી. ત્યાં કોઇ નફ્ટ પણ પાણી ભરવા આવે. એવી કોઇ નફ્ટ સ્ત્રીએ રૂડીને જોઇ મ્હોં મચકોડયું અને બીજી સામે જોઇ આંખનો ઇસારો કર્યો.

અને એણે આંખો બંધ કરી ડોકુ ધૂણાવ્યું.

"હવે તો માન વધવાનાં....." એકે આડું જોઇ ઉચ્ચાર્યું.

"હાજ તો. પટલાણીને વળી દિવાનનાં માન........" છૂપો ગણુ ગણાટ પનીહારીઓના ટોળા પછવાડેથી

ગણુગણ્યો. પૂંઠ તો પાદશાહની. આંખની શરમ. આંખ આડે પડદો આવ્યો કે શરમ મૂકી સ્ત્રીઓ ગમે તેમ બોલવા લાગી.

પટલાણી તાકી રહી. એને કાંઇક વિચિત્ર ભયની આગાહી જણાઇ.

"....પણ પાણી પહેલાં મોજડી ઉતારવા........"

"હજુ તો ભેંસ ભાગોળે........" બે સ્ત્રીઓ કહેતી ચાલી ગઇ.

ને રૂડી પટલાણી છોભલી પડી ગઇ. પોતાની કાંઈ અદબો થતી એને લાગી. પોતાની એક સહીયર હતી એને પાણી ભરીને જતાં રસ્તામાં પૂછ્યું.

"સોના! શું હતું ?" દબાતાં દબાતાં રૂડીએ પૂછ્યું.

"કાંઇ નહિ. માણસને મોઢે ગરણું બંધાય છે. ? આમે બોલે ને તેમે બોલે" વાત ઉડાવવા સોને ઉડાવ જવાબ આપ્યો.

"ના, ના. મને વાત તો કર." રૂડી આડી ઉભી રહી. માથે હેલનો ભાર હોય પણ વાતો કરતાં કોઇ પની હારી કદીએ થાકે નહિ. ભલેને કલાકોના કલાકો વહ્યા જાય.

સોન થંભી ગઇ.

પણ રૂડીએ ખૂબજ આગ્રહ કર્યો. ને સોને સાંભળેલી–કર્ણો કર્ણ થતી–વાત ધીમેતી કહી. " રૂડી...." ને રૂડીની આંખમાંથી અશ્રુનો પ્રવાહ વહી જતો એણે જોયો.

"પણ હજુ શું બગડી ગયું છે? આપણે ચોકખા છીએ તો જગત ભલેને વાતો કરતું. કાંઈ સૂરજ છાબડે ઢાંકયો રહેશે? ધૂળ ઉડાડનારના મ્હોમાં જ ધૂળ પડવાની લોક એની મેળે બે દિ વાતો કરીને રહી જશે." દીલાસા સાથે કાંઈક ટોણો લગાવીને સોને રૂડીને આગળ ખેંચી.

રૂડીથી ધ્રુસકું મૂકાઈ જશે એ બ્હીકે સોન ઉતાવળે પગલે ઘેર ગઇ અને રૂડી આંખો લુછતી વીચાર કરતી કરતી પાછળ જોતી જતી પાછળ પાછળ ગઇ.

(૪)

નમતા સૂર્યના પ્રકાશમાં દિવાન સાહેબ પનઘટ પાસે થઇને નીકળ્યા. બે ઘોડાની ગાડીમાં બેઠેલા દિવાન સાહેબ સામે બેઠેલા વહીવટદાર સાથે વાતો કરતા હતા અને દેવુડો પાછળ ઉભો હતો. કુવા પાસે પનહારીઓનું ટોળું ઉભું હતું. તે બધામાં તરી નીકળે એવી રૂડી બેડું માથે મૂકી ઘેર જવા કુવાના પગથીયાં ઉતરી અને પાસે થઇને જતી ગાડીમાંથી દેવુડે રૂડી તરફ આંગળી ચીંધી. "સાહેબ...."

ને વહીટદાર તથા દિવાનની શરત એ બાજુ ગઈ.

".......પટેલના છોકરાની વહુ."

કઇ !"

"પેલી જાય ઇ." આંગળી વતી દેવુડે બતાવી.

ને દિવાન સાહેબનો રાક્ષસી સ્વભાવ ઉછળ્યો. એમના ચ્હેરા ઉપર સ્મીત ફરકયું.

" દેવાને શું પગાર મળે છે ? "

" આઠ રૂપીઆ. " વહીવટદારે જવાબ આપ્યો.

" એને દશ કરી દેજો. " દિવાન સાહેબે દેવુને નવાજ્યો.

" જી " કહી વહીવટદાર મનમાં મલક્યા.

મોડી રાત્રે દિવાન, વહિવટદાર અને દેવુ ફરીને પાછા આવ્યા.

સવારના ઉગતા પ્રભાતમાં દિવાન સાહેબે દેવુને બોલાવ્યો.

" દેવુડા !........" ગુસ્સે થયેલા દિવાન સાહેબ તાડુકયા.

થરથરતો દેવુ હાથ જોડી ઉભો થઇ રહ્યો.

" કાલથી ઘરે બેસીશ, જો નોકરો કરે છે ! વહિવટદારેય આવાને આવા ડોબા ભેગા કર્યા છે. "

" પણ સાહેબ એમા અમારો ઉપાય નથી ચાલ્યો. " કરગરતો દેવું નીચું જોઈ રહ્યો.

" સાહેબ, પટેલ છેજ એવો. જ્યાં જુઓ ત્યાં આડો ને આડો. એવાને તો ગામમાંથી રજા દેવી જોઇ. " વહીવટદાર સાહેબે દેવુનો બચાવ કરતાં પટેલ વિષે વિષ રેડયું.

મહારાજા વિલાયતની મુસાફરીએ ગયા હતા. એટલે દિવાન સાહેબ રાજ્યમાં કરતાહરતા હતા. વિષયી દિવાન પ્રજાના બૈરાંઓની લાજ લેવાનુંય ચૂકતો નહિ. એ બોલે એટલું થતું. પ્રજા હાય પોકારતી. પણ સત્તા આગળ શાણપણ ચાલતું નહિ. અમલદારોય મને કે કમને એમને અનુસરતા.

" ઉચકાવી લ્યો વાડી. પટેલ સાલો ફાટયો લાગે છે ! "

" હા. જી. સાકર પણ ખૂબ ઉપજશે. "

" ઠીક ત્યારે કાલે કહી દ્યો એને. "

" પણ એ એમ નહિ માને. "

" કાઢો, સાલાને ગામ બહાર." ઉશ્કેરાઇ જતા, ક્રોધથી આંધળા બનેલા, અમલદારીના તોરમાં દિવાન સાહેબ ત્રાડી ઉઠયા. અને બહાર બેઠેલા થોડા ખેડૂતો એ સાંભળી ધ્રુજી ઉઠયા.

× × × × × ×

પટેલની વાડી પડાવી લેવાની અને તેને ગામ બહાર કાઢી મૂકી એની માલ મીલકત જપ્ત કરી લેવાનો દિવાન સાહેબનો હુકમ છૂટયો. ને જીવાઈદારો આથી પટેલ ઉપર ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યા. ઘડી પહેલાના ગુલામ જેવા જીવાઈદારો પટેલ ઉપર ઉતરી પડયા.

પટેલ ને વાઘો કાંઇ કાચા પોચા ન હતા. તેમણે પોતાની પાસેની કોદાળીને ડાંગ લીધી. " જર. જમીનને જોરૂ એ ત્રણ કજીયાના ભેરૂ " એ સૂત્ર–અનુસાર નાની વાતે મોટું સ્વરૂપ લીધું. વાઘાના ચુવાન લોહીથી આ સહન ન થયું. એણે કોદાળી તોળીને પહેલા ઉભેલા જીવાઇદાર ઉપર ઝીકી. એક ઘાયે નાળીએરના બે કાચલા થાય એમ એનુ માથું વધેરાઇ ગયું.

લોહી ભાળી વાઘાની આંખ ફાટી. બીજા જવાઇદાર પણ ઉશ્કેરાયાને સામ સામી કાળ જીભી તલવારો ખેંચાઇ.

પટલાણી ઉભી ઉભી જોતી હતી. એની આંખમાં અશ્રુ ન હતા પણ લોહી ટપકતું. ડોસો ડાંગ ઝીકી આગળ વધ્યો ત્યાં એક તલવાર વાઘાને જનોઇવટ ઉતરી ગઈ. વાઘો ઢગલો થઇ ગયો ને રૂડી કાછડોવાળી કુદી પડી. વાઘાના હાથમાંથી તલવાર એણે ખેંચી લીધીને એક ઝપાટે ત્રણને ધૂળ ચાટતા કર્યા.

શેરી શૂનકાર બની ગઈ હતી. જીવાઇદારો દશ હતા અને સામો ડોસો, વાઘોને રૂડી ત્રણજ હતા. વાઘો પડતાં ડોસો શીથીલ બન્યો ત્યાં રૂડીને રણચંડી બની લોહીની છોળો ઉડાડતી જોઇને ડોસો બમણા જોરથી મરણીયો બનીને કૂદવા લાગ્યો.

ડોસો ધક્કાથી પડયો ને ઉપર રૂડીની તલવારથી જનોઇવટ વધેરાઇ ગયેલો જવાઇદાર પછડાયો. ડોસો દબાઈ ગયો. પણ એ કાઇ એ બોલે તે પહેલાં તો રૂડીના મુલાયમ વાળ વાળું માથું ડોસાના હાથમાં આવ્યું. ડોસાની આંખે જમીન ચકર ચકર ફરતી લાગી. આખી શેરી ભયંકર બની ગઇ.

રાજાના જવાઈદારોએ રાજ ખાતર જીવ આપ્યા—પટેલના કુટુંબે પોતાની આબરૂ અને હક્ક માટે કુરબાની કરી.

દિવાનને ખબર પડી. એણે તરતજ ગાડી જોડાવીને ગામ મૂકયું. ઘડી ઘડી પાછળ જૂએ ને રૂડીને આવતાં દેખે. ફડકે બળી મરતો દિવાન અધ મૂવો થઇ ગયેલો

મહા મુશીબતે પોતાને ગામ પહોંચ્યો.

ગામ સંધ્યું ને વહીવટદાર ભાગી ગયો. બધાને સંસ્કાર કરવા ઉપાડયા ત્યાં વૃદ્ધ ભાભાનો શ્વાસ ચાલતો જોયો. નીતિ પરાયણ પટેલને જીવતો જોઈ, સર્વ ખેડુતોના જીવમાં આશા ઉભરાઈ અને સારવારથી ડોસો સાજો થયો.

પણ એના જીવનમાંથી રસ લૂંટાઇ ગયો. પહેલાનું તેજસ્વી મુખડું હવે કલંકની છાયાથી કાંઇક શ્યામ દેખાતું. ડોસો પોતાના પૌત્રના સુખ માટે તલસતો જીવી રહ્યો હતો.

(૫)

" એ....ભૂ........ભૂ........" દિવાન પોતાના છત્ર પલંગ ઉપરથી ઝબકીને ઉઠી ગયો. કપડાનું ભાન ન રહ્યું. એ ધ્રુજી ઉઠયો.

પાસે સૂતેલી દિવાન પત્ની જાગી ગઈ. " શું છે ? "

" આ........વી....આ........" ને ગાંડા પેઠે દિવાન આમથી તેમ દોડા દોડ કરવા લાગ્યા. નોકર ચાકર દોડી આવ્યા. ને મહા મુશીબતે દિવાનને પકડી કપડાં પહેરાવ્યાં.

ને પછી તો આખો દિવસ " એ....આવી....મારી નાખ્યો....બચાવો...." એવાજ જુદી જુદી જાતના પોકારો કરવા લાગ્યો. દીન પ્રતીદીન એ સૂકાતો ચાલ્યો. એનું લોહી ઉડી ગયું. રૂડીના પવિત્ર હૃદયનો કોપ એની અર્વાને સ્થિર થવા દેતો ન હતો. એની વાસનાઓ અકાળે છૂંદાવાથી એ પાપી દિવાનની નજરે તર વરતી જણાતી.

દિવાનને હવાફેર કરવા બહાર ગામ લઈ ગયા. ઘણા મંત્ર–જંત્ર–તંત્ર કરાવ્યા. ઘણા વાદીઓ બોલાવ્યા પણ કાંઇ પરિણામ ન આવ્યું. વૃદ્ધ મેરામણ સુખી કુટુંબને દુઃખના દરીઆમાં ડુબાવી દેવાની નિતિવાળા દિવાનને એ પટેલ કુટુંબની હાય લાગી હતી અને એનું પરિણામ ભોગવતો એ ' ફડક ' માં આ સંસારમાંથી વિદાય થયો.

*

# કાળુ કાકા.

ઉઘાડે માથે ઢીંચણુ ઉપરનું ધોતીયું પહેરીને, હું ઢીચકડા માણસને ડાકમાં રાખવા જેવા ત્રણ ત્રાગડાની જનોઇ સહીત જોતો ત્યારે હું દુરથીયે કાળુ કાકાને ઓળખી જતો. અમારા ગામમાં એ બુદ્ધિશાળી ગણાતા. હતા તો જાતના બ્રાહ્મણ પણ બુદ્ધિશાળી વાણીયાઓ વચ્ચે જ્યારે તકરાર પડેલી ત્યારે એમનો ભાગ વેંચતા એ બીલાડી ને વાંદરાની વાત પેઠે વધેલી થોડી બુદ્ધિ લઇ લીધી હશે તેથી તેઓ ભલા ભલા વાણીયાઓને પણ એમના પરાક્રમથી આંજી નાખતા.

એક વખત અંધારી ઘોર રાત ને મેઘલી મંડાએલી. હાથે હાથ સુઝે નહિ. વરસાદના ઝાપટાં પડી જતાં અને ઢીંચણભર પાણી ભરાયું હતું, રસ્તો મહામહેનતે જડતો. એવે વખતે કાળુ કાકા ગામથી ચાલ્યા આવે.

ફુટતા જુવાન પેઠે બબ્બે દાંતે આવેલા વાછડા એમણે એક ઝાડ તળે વરસાદથી બચવા માટે ઉભેલા જોયા. એમના મનમાં અનેક ગડભાંજો થઇ. અંતે એ આખલાઓ એમણે પાસે જઇને હાથ ફેરવીને નક્કી કર્યા. એ એકલા છે જાણી

એમણે પહેલાં તો આનંદમાં આગળ હાંકવા માંડયા. પણ જોયું કે એને કોઇ શોધતું આવતું નથી ત્યારે તો અમણે અમણા વેગે એ હાંકવા માંડયા.

સવાર પડતાં પંદરેક ગાઉ દુર નીકળી ગયા. એક ખેડુતને ત્યાં એ બન્ને વાછડાઓ એમણે વેચી નાખ્યા. ને રૂપીયા લઇને ઘેર આવ્યા.

પેલા વાછડાના ધણીએ ફરીઆદ કરી. સુબાએ તપાસ આદરી એમની સ્વારી ગામો ગામ ફરવા લાગી. પેલા ધણીએ એક ગામમાં વાછડા ઓળખ્યાં.

" સાહેબ ! આ મારા વાછડા."

" અલ્યા આ વાછડાં ક્યાંથી લાવ્યો ?" સુબાએ પેલાને પ્રશ્ન કર્યો.

" સા'બ ! ઇ તો એક ભરામણ આપી જયો છે."

" નહિ. ખોટું બોલે છે. એ ચોરી લાવ્યો છું."

" ના માબાપ, હું નથી લાવ્યો."

પણ સાંભળે કોણ ! એને સુબાએ કેદ કર્યો. ને જ્યાં જ્યાં મુકામ થાય ત્યાં એને સાથે ફેરવે.

એક દીવસ અચાનક જે ગામમાં સુબાનો મુકામ હતો, ત્યાં કાળુ કાકા આવી ચડયા. એમનો ધંધો બ્રાહ્મણ ભોજન નીમંત્રણ ગ્રહણ કરવાનો હતો અને એ નીમંત્રણને માન આપવા તેઓ દશ પંદર માઈલ સુધી તો જતા જ. તેઓ અચાનક સુબા સાહેબના ઉતારે જઈ પહોંચ્યા.

સુબા એક ગાદી ઉપર પડયા પડયા ઘોરતા હતા. પાસે કેટલાક કારકુનો બેઠા હતા. પેલો કેદી પણ સાથે જ હતો. એણે કાળુ કાકાને દુરથી ઓળખી કાઢયા.

“ સા'બ ! આ પેલો ભરામણ આવ્યો. એણે ઇ વાછડા મને વેચાતાં દીધા'તા.”

કાળુ કાકા વસ્તુસ્થિતી સમજી ગયા. એમણે પાછા વળવા માંડયું પણ એમને પટાવાળો હાથ ઝાલીને સુબા પાસે લઇ ગયો. સુબો ઉંઘતા હતા. એટલે એ થોડે દુર બેઠા.

સહુ વાતમાં પડયા હતા. કોઈનું કાળુ કાકા તરફ ધ્યાન ન હતું. એમણે પણ વખત વિચાર્યો બેઠકની પાસેજ સુબાનો ઉંટ હતો. સુબા તરત જ જવાના હતા એટલે કાછો વિગેરે પણ બાંધેલ તૈયાર હતું. એમણે પેશાબ કરવા જવાના બ્હાને જનોઇ કાને ચડાવી એથી કોઇને વ્હેમ ન આવ્યો. એ બેઠકના પગથીયા નીચે ઉતર્યા ને ઉંટને ઘસડી ચાલ્યા એમણે પાછું વળી જોયું કે કોઇનું ધ્યાન નથી એમણે તરત ફલાંગ મારીને સ્વારી કરી ઉંટ ભોં કરતુંકને તરત જ ઉભું થયું. એમણે ઉતારામાંથી ઉંટને વ્હેતું કર્યું.

સુબા સાહેબની ઉંઘ ઉડી ગઇ, ઉંટ ગયું. ચોરે ગયો. આબરૂ ગઇ ને ઘરનો માલ ગયો. સુબાએ પાછળ માણસ દોડાવ્યા પણ શા ભાર છે કોઇના કે આ સુબાના ઉંટને પકડી શકે ? સુબો આંખો ચોળતો ઉભો થઇ રહ્યો. કાળુ કાકા એટલા સારા નસીબદાર હતા કે ત્યાં હતા તે

માણુસમાંનો એક પણ એમને ઓળખતો ન હતો.

એમણે ગીરનો રસ્તો લીધો. લાંબી મુસાફરી કરતાં તેઓ એક દિવસ એક નાના ગામડામાં આવી પહોંચ્યા. એમણે સીધુ લાવી જમ્યા પછી બે ચાર ચોરે બેઠેલા પટેલીઆઓ પાસે વાત કાઢી.

" શું કરીએ ભાઇ ! બે ભાઇ હતા હમણાંજ એક ન્હાનો હતો તે ગુજરી ગયો. હું જ્યારે જ્યારે ઉંટ ઉપર ચડુ છું ત્યારે મને એ સાંભરે છે. " કાળુ કાકાની આંખમાં અશ્રુંઓ દેખાયાં. સાચે તેઓ રડી પડયા.

" હોય ભાઇ ! એમાં આપણો શો ઉપાય ! ઇતો પરભુના ઘરનું બધું છે ઈના હાથમાં, ઇ કરે એટલાં વાનાં થાય, માટે સમતા રાખો. " એકે કાળુ કાકાને દીલાસો આપ્યો.

" હા ભાઇ, શું કરીએ ? કાંઇ પાછળ મરી જવાય છે ? એ કાંઈ સુતરનો ત્રાગડો નથી કે તોડી નાખીયે. પણ હવે વીચાર થાય છે કે આ ઉંટ છે તે વેચી નાખી ઘોડું લઉં તો એ દુઃખ ભુલાએ ખરૂં.

બેઠેલામાંના એકને ઉંટ લેવો હતો. એણે જાણ્યું કે મારાજને ઉંટ વેચવો છે તો ઠીક પડશે. બીજે લેવા જતાં વધારે પઇસા આપવા પડશે. તેથી તેણે ધીમેથી જ કહ્યું " મારાજ ! કેટલા રૂપીયા લેશો "

" આપશો એટલા. "

" ત્યારે એને બદલે ટાયડું આપું તો ? "

" ઉપરીયામણ શું આપશો ? "

" બે વીહું. "

" કબુલ "

સાટું નકકી થયું. કાળુ કાકા ઘોડું અને ચાળીસ રૂપીયા લઇને રસ્તે પડયા. એમણે ફરી મુસાફરી શરૂ કરી. એમનાથી હમણાં વતન તરફ અવાય એમ ન હતું. સુબાના એ ઉંટની ચોરી માટે ગુન્હેગાર હતા.

એમણે રસ્તામાં ઘોડું વેચી નાખ્યું. વળી એટલોય મુદો શા માટે સાથે રાખે. એમણે ઘોડાના વેચાણના પૈસા પણ લઈને રસ્તો કાપવા માંડયો. હવે તો લાંબી મુદત થઇ ગઇ હતી. એમણે ઘર તરફનો રસ્તો લીધો. રસ્તામાં એમને વહેમ પડયો કે કદાચ પગલાં ઉપરથી સગડ નીકળે. તેથી તેમણે જોડા પગ સાથે ઉંધા બાંધ્યા, એટલે પોતે જે દીશાએ ચાલે તેથી વીરૂદ્ધ દીશામાં માણસ જતું હોય એમ જણાય. એમની એ યુક્તી સાંભળીને આપણને જરૂર હસવુંજ આવે. શી એમની બુદ્ધિ. એ સહુને ભુલથાપ આપીને સુખરૂપ ઘેર આવ્યા.

(૨)

પણ જેમણે આવા ધંધાઓ અનેક વાર ઓળંગ્યા હોય અને એ ધંધામાં પારંગત થયા હોય તેમનાથી શાન્ત જીવન ગાળી પણ કેમ શકાય ?

એમને એક જમના કરીને સુંદર ગાય હતી. ટંકે સાત શેર દુધ કાઢે. એ સુંદર ગાવડી કાળુ કાકાની એવી તો હેવાઈ હતી કે એને હંમેશાં ઘેર આવ્યા વિના છુટકો જ નહિ. એને મારીને કાઢી મુકે કે વેચી નાખે પણ સાંજે એ બારણે ઉભીજ હોય.

એકદી અમારા ગામમાં શંકરાચાર્ય મહારાજ પધાર્યા. એમની સાથે એક સુંદર ગાવડી હતી. કાળુ કાકાનું મન એ ગાય જોઇને લોભાયું. વેચાતી લેવાની શક્તિ ન હતી. ચોરી કરીને લઇ શકાય એમ ન હતું, એમણે પોતાની બુદ્ધિ દોડાવી.

" પ્રભુ ! આપની સેવા મારા જેવા ગરીબ બ્રાહ્મણથી તે શું થઈ શકે ? પણ આ સેવકને ઘેર એક ગાય છે તે હું પ્રભુને દુધ પીવા માટે.... .... .... ....

" ના. ભાઈ, તું ગરીબ બ્રાહ્મણ. તારી એકની એક ગાય મારે નથી જોઈતી."

" પણ મારી સેવા તો કબુલ રાખોજ. "

શંકરાચાર્યે કાળુ કાકાની ધોળી ઇંડા જેવી દેખાવડી ગાય જોઇ એમને થયું કે મ્હારી ગંગા ગાયની જોડમાં આ જમના સારી શોભશે. એમનું મન પણ લલચાયું. એમણે એમની સેવા કબુલ રાખી. કાળુ કાકા ખુશી થયા.

બીજે દીવસે શંકરાચાર્યનો મુકામ ઉપડવાનો હતો તેથી કાળુ કાકા ગાયને લઇને શંકરાચાર્યના ગોધન સાચવનાર પાસે ગયા.

"ભાઈ ! આ ગાય. એ હરેડી છે માટે એને બીજી સાથે નાંગળજો. પણ એ છે બળુકી કોઇને ગાંઠે એમ નથી. એને પેલી ધોળવી ગાય સાથે જ નાંગળજો."

એ ધોળવી ગાય તે શંકરાચાર્યને પ્રીય અને જેનું દુધ હંમેશાં પુજ્ય શંકરાચાર્ય પીતા તે ગંગા નામની જ ગાવડી હતી.

બીજે દીવસે મુકામ ગયો. છ સાત માઈલ જઇને એમણે પડાવ નાખ્યો. ગાયોને ચરવા માટે ખેતર તરફ હાંકી લઇ જવામાં આવી. કાળુ કાકાની જમના ગાયને શંકરાચાર્યની ગંગા ગાયની સાથે નાંગળી હતી. ભરવાડ ગાયોને છુટી મુકીને ઝાડને છાંયડે નીરાંતે સુતો.

કાળુ કાકાની ગાયને વખત મળ્યો એણે ગંગાને ઢસડવા માંડી. એ બળવાન ગાય પેલી ગંગાને ખેંચી લાવી.

સાંજે એ જમના બારણા પાસે ભાંભરવા લાગી કાળુ કાકા પોતાની ઓસરીમાં બેઠા હતા. એમણે જમનાના અવાજને ઓળખ્યો.

"હેં ! બેટા આવી, આવી પણ એકલીતો નથીને ?"

બારણું ઉઘાડીને જુએ તો બન્ને ગાયો ઉભેલી. કાળુ કાકા એ વખતે જવા દે એવા ન હતા. એમણે તરતજ બન્ને ગાયો ભરવાડવાડે હાંકી પોતાના વિશ્વાસુ ભરવાડને સોંપીને એને પાસેના ગામમાં મોકલી દીધી પોતે સ્વસ્થ થઈને ઘેર આવ્યા.

સૂર્યનારાયણ ગુસ્સાથી લાલચોળ મોઢું કરી પરવતો પછવાડે છુપાયા હતા. રૂંઝુ વેળા, થઈ દીવે વાટો ચડી તેવે વખતે કાળુ કાકાનું ઘર પુછતો પુછતો પેલો ભરવાડ આવ્યો.

"કાળુ મારાજ ! છે કે ઘેર !"

"કાં ભાઈ, કોણ છે ?"

"એતો હું, તમે કાલે આપી તે ગાય અમારી ગાય લઇને આવી છે."

"હેં ! મારી જમનાને કાઢી મુકી તમે ?"

"ના ભાઇ ના. ઇતો તમે કહ્યું હતું એમ જમનાને ગંગા સાથે નાંગળી હતી તે બંન્ને નથી."

કાળુ કાકા રડવા લાગ્યા. "મારી દીકરી પેઠે ઉછેરેલી જમનાની તમે કાંઈ દરકાર ન કરી. એને કાઢી મુકી. એ હવે ક્યાં રખડતી હશે ? એને કોણ ખવરાવશે કોણ પાણી પાશે ?"

કાળુ કાકાને રડતા જોઈ પેલો ભરવાડ ગભરાઇ ગયો. કાળુ કાકા સામા લેતા પડયા. એણે જાણ્યું કે અહિં ગાય નથી આવી. એ ગયો.

થોડા દીવસમાં તો શંકરાચાર્યનો મુકામ જતો રહ્યો. કાળુ કાકાને ખાત્રી થઇ કે હવે શંકરાચાર્ય ઘણે ગયા છે ત્યારે તેમણે પેલી ગાયો ગામડામાંથી મંગાવી લીધી ને ગંગા ને જમનાની જોડ આંગણે બાંધી ત્યારે જપ્યા.

( ૩ )

પણ એ કાળુ કાકા હજુએ વૃદ્ધાવસ્થામાં પણ શાન્ત થયા ન હતા. દશ માઇલ દુરથી બ્રાહ્મણ ભોજન નીમંત્રણ આવ્યું હતુ, એમણે ગુલાબી પ્રભાતે ઉનાળાની સહજ ઠંડીમાં પ્રયાણ આદર્યા બે કલાકમાં તો એ પહોંચી ગયા

એમને એકલા પંડને માટેજ રાંધવાનું હતું કાચું કોરૂં એમણે ચુરમું બનાવ્યું. ઘી ખુબ નાખીને લાડુ બનાવ્યા. છશેર લોટના લાડુ એમણે એકલાએ ખાધા. પણ એ પટલાણી બહાર ગયેલી એ આવે ત્યાં તો કાળુ કાકા જમી રહેલા.

"અરે મા'રાજ! રેજો. હું ભેંસ દોહી દઉં "

કાળુ કાકાથી ના ન કહેવાઇ. એમણે બશેર દુધ પીધું. ઉનાળાનો ધગધગતો તડકો તપ્યો. પાણીની તરસ લાગવા માંડી. પટેલ બીકનો માર્યો ગાડું જોડીને મુકવા આવ્યો. એ રસ્તો એવો અજાડ કે પાણીનું ટીપુંય ન મળે. સાથે પીધેલું પાણી ખુટયું ને કાળુ કાકાનો જીવ પાણી માટે તાળવે ચોંટયો "પા....ણી....પા" એ શબ્દો પછવાડે ગાડામાં થયા પાછું વાળીને જુએ તો કાળુ કાકાનું ડાચું ફાટયું રહેલું. એ કાળુ કાકા પાણી પાણી કરતાં પ્રભુ પાસે ગયા હતા, ન્યાય માંગવા કે મ્હેં શંકરાચાર્યને ગાય આપી તો પણ મ્હારૂં મૃત્યુ આવી રીતે હોય ! ! !

*

## સરસાઇ.

શ્રાવણ મહિનો એટલે તહેવારોનો પારજ નહિ. કૃષ્ણ ભગવાનની જન્મ તીથી એટલે સાતમ આઠમના તહેવાર. આસપાસના ગામડાના માણસો ઉમટેલાં. માથે નવા ફેંટા, ધોયેલાં લુગડાં ને ઉછરંગથી ડોલતા યુવાનોની ટોળીઓ મેળામાં ઉભરાઇ હતી. ગામ બહાર ભાવનાથ મહાદેવના દેરાની આજુબાજુ મોટો મેળો ભરાયલો. કણબણોહાથ જૂથે જૂથ રાસડાની રમઝટ બોલાવે. ચોતરફ આનંદ આનંદ છવાઇ ગયો હતો. સાંજનો નમતો પહોર થયો ને મેળો વિખરાયો. માણસોની અવરજવર ને લીધે ખૂબ જ ડમરી ઉડતી. એ ડમરીની ધૂળથી બાવા જેવા બનેલા બે માણસો રસ્તા ઉપર જુદા જુદા ઠેકાણે બેઠા હતા. બન્નેના ચ્હેરા ઉપર નીરાશા દેખાતી. એમની પાસે વેચવા આણેલી ચીજ હજુ જેમની તેમ પડેલી હતી.

માણસો વીખરાઇ ગયા. વેપારીઓએ દુકાનો ઉપાડીને ગાડાં ભરી ગામમાં સામાન લઇ જવા માંડયો. છતાંય વેચવાની આશાએ બેઠેલા બન્ને પોત પોતાની ચીજનો વિચાર કરતા હતા. તેવામાં મહાદેવના દહેરામાં સંધ્યા આરતીની

નોબત થઈ. ને બન્ને પોતાના વિચારમાંથી઼ ઝબકી ઉઠયા.

હીરા શેઠ માથે ડબો લઇ ઘડી પહેલાના ભરચક રસ્તાને અત્યારે નિર્જન બનેલો જોઇ, સુખ દુઃખની તુલના કરતા આગળ વધ્યા. તેમના ચ્હેરા ઉપર હર્ષને બદલે ગ્લાની હતી, અને વિચાર શૂન્ય બનેલા તેઓ આગળ વધ્યા.

એક ઝાડ નીચે રામો સુથાર બેઠેલો. એણે કોઇ ઘરાક ધારી પાસે થઈ નીકળેલા હીરા શેઠને વિચારમાંથી ઝબકી ઉઠતાં કહ્યું. " શેઠ ફકત દશજ રૂપીઆ. "

હીરા શેઠ થંભ્યા, એમના અંતઃકરણમાં હર્ષની ઉર્મિ આવી ગઇ. " શું વેચો છો ? "

" આ તલવાર છે. "

" માળી, દેખાય છે તો ચકચકતી. "

" અરે છે તો ચાળીશ રૂપીઆની, પણ આ મેળો વીખરાયો ને પૈસાની જરૂર છે. એટલે દશમાં આપી દઉં છું. "

" પણ.......''

" કેમ ? "

" રૂપીઆ રોકડા નથી. તેનું શું થાય !"

ત્યારે શું છે ? "

" આ ભેંસના ઘીનો ડબો છે. વેચતાં વધ્યો છે. અત્યારે એની કીંમત તો વીશ રૂપીઆની થાય. પણ જો

તમારી ચાળીશની તલવાર દશમાં દેતા હો તો હું વળી મારૂં વીશનું ઘી દશમાં દઇ દઉં. સમજ્યા ? હું ને તમે અદલો બદલો કરીએ. ”

રામા સુથારને તો ગલગલીઆ હતાં. ઉપરથી જરા કટાણું મ્હોં રાખી એણે કહ્યું. “ હા ત્યારે એમ ?”

સાટું કબુલ થયું બન્ને જણ પોત પોતાનો માલ અદલાવી ઘેર ગયા

રામો સુથાર અને હીરા શેઠ બન્ને ઠગ હતા. ભલભલા એમની ચાલાકીથી તોબા પોકારે. સહુ એમનાથી ડરે. એમનો માલ પણ કોઇ લે નહિ. અને ભૂલે ચૂકે લે તો પૈસા પાણીમાં. આજના મેળામાં એ બન્નેને બેસી રહેવું પડેલું તે પેલા કારણને લઈનેજ,

રામો અને હીરા શેઠ પોત પોતાની ચાલાકીથી મલકાતા મલકાતા ઘેર આવ્યા.

મોડું થઈ ગયું હોવાથી શેઠાણી રાહ જોતા બેઠા હતા શેઠને આવતાં જોઇ શેઠાણી ઉઠયા ને પૂછ્યું “ કાં ?”

“ કાં શું ? લાવ્યો છું. કેવી સરસ તલવાર છે ? ” શેઠે ગર્વમાં મ્યાનમાંથી તલવાર છંડવીને દીવાને અજવાળે જૂએ તો કાળી કાટ ખાઈ ગયેલી લોઢાની પાટી ? શેઠનું મ્હોં વીલાઇ ગયું એમનાથી બોલાઇ ગયું “ માર્યા !”

“ શું થયું ?” શેઠાણી માર્યા શબ્દથી ભડકીને ઓરડામાંથી દોડી આવ્યા.

" છેતરી ગયો મારો દિકરો ? "

" તમને....! " આશ્ચર્યમાં શેઠાણી બોલ્યાં.

" હા. મને. મનેય માથાનો મળ્યો. "

શેઠ શેઠાણી વાળુ કરી સૂતા પણ શેઠને ઉંઘ ન આવી. મહા મુશીબતે આખી રાત પાસાં ઢસડીને ફેરવીને બળતરા ચાલી. પણ સવાર થતાં થતામાંતો જુગ વિતતો જણાયો. સવાર લગભગમાં એને ઢગલો ઉંઘ આવા ને રોજ કરતાં મોડો ઉઠયો.

× × × ×

રામો સુથાર ઘેર ગયો અંધારા માંય એના પગ જોરથી ઉપડતા, આજુબાજુ જતા માણુસોનીય એને દરકાર નહોતી. એતો ઘીના ડબામાં રાચતો આગળ ચાલ્યો જતો હતો અચાનક એને એનાં દોડી આવતાં છોકરાં ભેટી પડયા ને એ પડતો પડતો બચ્યો.

" બાપા "........છોકરાં વળગ્યાં.

ને એ હર્ષ ઘેલો બાળકોનીયે દરકાર કર્યા વગર ઘરમાં પેઠો. વિજયથી ઉન્માદમાં આવી ગયેલો સુથાર આરણામાં પેસતાજ બોલ્યો. " અરે આજતો કંસાર કરજો. "

મીસ્રાણીએ બહાર નીકળીને ઘીનો ડબો જોયો. " કેટલાનો ? "

" તલવારના બદલામાં " બીજાની મૂર્ખાઇ ઉપર હસતો સુથાર ઘી તરફ અનીમિષ નયને જોઇ રહ્યો.

" કોણ હૈયા ફુટયો મળ્યો ? " ને એ હસી પડી.

" મીર માર્યો છે. વાણીઓ હતો. " ગર્વમાં મીસ્ત્રી બોલ્યો.

" ક્યો વાણીઓ ? "

" પેલો હીરો શેઠ "

ને સુથારણ ઠરી ગઇ. એનો હર્ષ ઉડી ગયો

સુથાર જોઇ રહ્યો. સુથારણના ચ્હેરા ઉપરનો ફેરફાર એણે નીહાળ્યો. એને ફાળ પડી.

" કાં ? "

" તમારા માથાનો છે. "

" એટલે ? "

" છેતરી ગયો છેતરી ! " છોભલી બનેલી એ બોલી.

" હેં ....મને. ! "

" હા. હા. તમને જૂઓ તો ખરા ? "

" ને સુથારે ડબો ઉઘાડયો. જૂએ તો ચોકખું મોગરા જેવું ભેંસોનું ઘી. " હવે ખાત્રી થઈ ને ? "

સુથારણ મલકાઇ. પોતાનું અનુમાન ખોટું પડેલું જોઈ જરા શરમાઈ અને આમ બન્ને રંગનું મિશ્રણ થતાં એનો ચ્હેરો અજબ રંગથી ચમકી ઉઠયો.

એણે ઝટપટ કંસાર રાંધ્યો ને બધાને ખાવા બેસાર્યા.

ઘી લેવા ડબામાં હાથ નાખ્યો. લોંદો લઇને કાઢે ત્યાં તાજુ મજાનું છાણુ ! દુર્ગંધ ફેલાઇને સુથારણથી ઉંકરાટમાં બોલાઇ જવાયું " ઉં....હું...હું....હું...."

સુથાર દોડી આવ્યો. " શું છે ? "

" જુઓને ? છેને માથાનો ?" રોષભરી દૃષ્ટિએ એ સુથાર સામે જોઇ રહી.

સુથારનું લોહી ઠરી ગયું. વાઢયો હોય તો ટીપુંય લોહી ન નીકળે ! જાણે જીવતું જાગતું મડદું !!

(૨)

દરરોજ વહેલો ઉઠતો શેઠ આજે મોડો ઉઠયો ને દરરોજ મોડો ઉઠતો સુથાર આજ વ્હેલો ઉઠયો. પોત પોતાના કામથી પરવારી એક બીજાને મળવાની ઉતાવળમાં હતા ત્યાં તો હીરા શેઠે રામા સુથારને આવતાં જોયો. એની આંખો ચમકી ઉઠી. પણ કાંઇ બોલ્યો નહિ. બન્ને સામ સામું જોઇ રહ્યા. પણ કોઇના ચ્હેરા ઉપર હર્ષ ન હતાં વ્યથા અનુભવતાં હૃદયમાં કાંઇક ગુંગળાટ થતો હતો

" શેઠ ! ભારે કરી " સુથારે શેઠ પાસે વાત કરવાની શરૂઆત કરી

" ને તમે ? " સરોષ એમણે ઉંચું જોયું.

ને બીજો હસી પડયો. શેઠનો શોક ઉડી ગયો ને એમનાથી પણ ખોટો રોષ ટકયો નહિ. એમનાથી પણ હસી પડાયું ને એ બોલ્યો. " તમે તો માથાના. "

" તમે તો મને ટપી જાવ. "

" ને બેય સાથે હો તો દુનીઆને ભારે પડો. " શેઠાણીએ ટાપશી પૂરી.

તરતજ બન્નેના મગજમાં સ્ફૂરણા થઇ. બન્ને ચમકયા ને પછી તો પરદેશ વેઠવાની યોજના ઘડાઇ. બન્ને મિત્રો બન્યા ને પોતાના ચાતુર્ય ઉપર આંક મૂકી, એના પરિણામ ઉપર મદાર બાંધી બન્ને જણુ દેશાવરમાં અજમાવવાના ભાવિ ઉપર વિચારો કરવા લાગ્યા. કળાપ્રિય માણસો હંમેશાં આળસુ અને ચીંથરે હાલ સ્થિતિમાં હોય છે. એમ આ બન્ને મહા મુશીબતે પોતાનો સંસાર ચલાવતા.

× × × × × × × × ×

" અરે રે! બીચારા ને એકનો એક દિકરો પણુ મરતી વખતે મોઢુંય જોવા ન પામ્યો. ઘણુાય ખેપીયા મોકલ્યા પણુ આવ્યોજ નહિને! " એકે ગુંગળાતા સાદે કહ્યું

" એના બાપ સાથે બનતું ન્હોતું ? " બીજીએ પૂછયું. પાણીનો ખેંચી કાઢેલો ઘડો કઠેરા ઉપર ટેકવ્યો ને પેલી સામે જોઈ રહી.

" નારે બાઈ ! એ વચ્ચે હેતનો તો પાર નહિ. પણુ ખેપીયા પહોંચે ત્યારે ને ! "

" શું હેતની વાત ! મોઢે મીઠો પણુ ધનજી શેઠ લોભી બહુ હતો કોઇદિ રાતી પાઇએ વાપરવા આપે નહિ ને ! જુવાન દિકરો બીચારો કેટલુંક વેઠે ! જુઓને !

બીચારો રીસાઈને જતો રહ્યો તે પછી પાછો આવ્યોજ છે કે'દિ ? " બીજીએ અફસોસમાં ઉચ્ચાર્યું.

" કયે ગામ છે ? " વળી બીજીએ પૂછયું.

" એ રહ્યો દિલ્હીમાં " ને એણે સીંચણીયું વાળી કુવાના સાથે પછાડયું.

" અરરર....બાઇ દેશને છેડે, માળને માથે ! " કહેતી અને બેઢું લઈ ઘર તરફ ઉપડી.

" દીકરા તો દેશાવરજ ખેડે ને ! " વળી એકે કહીને ચાલતી પકડી

" હતો તો ભાગ્યશાળી. કેવું લલાટ હતું ! જાણે ઇંદ્ર રાજા ! " બીજી બોલી.

" હોય બાઇ. જેવું નસીબ. આજ તો ડગલા નીચે મોત છે. "

" અને તેથીજ હું મારી આંધળાની એક આંખને નજરથી છેટો નથી કાઢતીને ! બળ્યું, શેર રળીને શેર ખાવું સારૂં." બીજી આત્મ સંતોષી પણ માતૃ સ્નેહની અવધિવાળી કહેતી રસ્તે પડી.

આમ ઘેઘુર વડલા નીચે આવેલા મોટા કુવાને કાંઠે પનીહારીઓની વચ્ચે વાતચીત થતી સાંભળતા બે મુસાફરો એકી ટસે એ સ્ત્રીમંડળ તરફ પોતાના કાન સરવા રાખી બેઠા હતા સ્ત્રીઓને એમના તરફ દુર્લક્ષ હતું આનો ઉપ-યોગ એ બન્નેયે કરવાનો નિશ્ચય કર્યો. ઉઠીને ઉભા થયા ત્યાં

તાજુ મશાણુ જોયું. ને અકથ્ય આનંદની ઉર્મી આવી. સાંજ પડી ને ગામમાંથી સૂંડલો, થોડી મીઠાઇ, અને પાણીનો મોરીઓ લઇ આવી બન્ને જણુ એ વડલા નીચે સૂતા.

માણુસોની અવર જવર બંધ પડી. ને શોપો પડી ગયો એટલે બન્નેયે મશાણુમાં જઇને નીચે ખાડો ગાળ્યો. અંદર પેલો સુથાર બેઠો. મીઠાઇ અને પાણીનો મોરીઓ લીધો ને ઉપર સૂંડલો ઢાંકી તે ઉપર શ્મશાનની રાખ ઉપર વાળી દીધી. બગબગું થતાં હીરો શેઠ પાછા આવીને ગામને બીજે ઝાંપે ઉભા રહ્યા.

(૩)

નિશા દેવી વિદાય થવાની તૈયારીમાં હતા. પોતાની પુત્રી ઉષાના આછા ભણુકારા સાંભળી એને મળી લેવા એ જરા થંભ્યા હતા અને પોતાની તારલીયા રૂપી ફૂલ ચાદર કરમાઇ જવાથી એને પાટૂ મારીને ફેંકી દીધી હતી તેવે વખતે હીરો શેઠ ગામને પાદરે ઉભા હતા. માણુસોની અવર જવર થવા માંડી. ને હીરા શેઠે તડેડીને પોક મૂકી "ઓ મારા....બા....પ....લીઆ....રે..........."

આવતા જતા માણુસો ઉભા રહ્યા ને અંદરો અંદર ગુસપુસ–ગુપચુપ વાતો થવા લાગી. "કોણુ ?"

"બા....પા....રે....એકજ દીનો ફેર !........

"કોણુ ધનજી શેઠનો કાનજી ?"

ડોકું ધૂણાવી હા કહેતો હીરો શેઠ પોતાનું નામ કાનજી જાણી ફતેહ પામ્યા. હવે બાજી બરાબર ઉતરશે ધારી મલકાયા પણ જગત દર્શન માટે એમની પોક તો ચાલુજ હતી. " ઓ બાપરે....ગજબ........થયો રે...."

વાત ધીમે ધીમે ગામમાં ઘરે ઘરે ને શેરીએ શેરીએ પહોંચી ગઇ. આખા ગામમાં એકજ વાત થવા લાગી. " કાનજી આવ્યો તો ખરો પણ એક દિ મોડો. બિચારાને મેળા નહિ લખેલા ! બીજું શું ? "

ગામમાંથી માણસો આવ્યા. કાનજીને છાનો રાખવા પ્રયત્ન કર્યો પણ મોઢું ઢાંકીને મંડેલો કાનજી છાનો રહેજ શા માટે ? ને પછી તો એને ગામમાં લઇ ચાલ્યા.

આગળ પેલા શેઠ ને પાછળ આ કાનજી ચાલવા મંડયા. મોઢું ઢાંકેલું હોવાથી કોઈ ઓળખતું ન્હોતું. સહુ જોઇ રહેતું ને આગળ ચાલતા હરિભાઈ હાથની ઇશારત કરી પૂછતું " આ કોણ ? "

ને આગળ ચાલતા હરિભાઈ કહેતા. " મોતીચંદ શેઠ ! ન ઓળખ્યા ? આ કાનજી. "

હેં આવ્યો ? માળું એકાદિ મોડું થીઉં !

ને આગળ ચાલ્યા. વળી એક બીજાએ પૂછયું " હરિભાઇ ! આ........"

" ધનજી શેઠનો કાનજી. "

" આવ્યો ? "

આમ રસ્તામાં ઘણા માણસોએ પૂછ્યું અને તેમને હરિ શેઠે નામ લઈને જવાબ આપ્યા. પાછળ રડતો જતો હીરો શેઠ. રડવાનો ઢોંગ કરી માઢે ધોતીયું ઓઢી વાળેલા ઘુંઘટમાંથી ચકળવકળ ડોળા ફેરવી બધાને બરાબર ઓળખી લેવા પ્રયત્ન કરતો હતો

ધનજી શેઠનું ઘર બરાબર ગામને બીજે ઝાંપે હતું. આખું ગામ વીંધીને એ ઠેઠ પહોંચ્યું. પાછળ ખરખરો કરવા ગામના માણસોનું ટોળું બંધાયું હતું. બધા ઘેર પહોંચ્યા. ને કાનજીને મહા મુશીબતે છાનો રાખવા માંડયો. જેમ જેમ પેલા છાનો રહેવા કહે તેમ તેમ એ વધારેને વધારે જોરથી રડે અને એ હૃદય દ્રાવક રૂદનથી આવેલાં માણસોની આંખો પણ સજળ બની ગઇ. ઘણીવારે કાનજી છાનો રહ્યો. એણે મોઢું ઉઘાડયું ને સહુને જય જય કર્યા.

" હરિભાઇ ! આ કાનજી........" એકે અર્ધું ઉચાર્યું

" કેમ ? " હરિશેઠ જોઈ રહ્યા.

" એ ન્હોય કાનજી. " બીજાએ પુરૂ કર્યું.

" શું દલીચંદ કાકા તમે નથી ઓળખતા ? હું કાનજી નહિ ? " કાનજી બનવાનો પ્રયત્ન કરતા હીરા શેઠે ઓળખાણ આપવા માંડી. ને મોતીચંદ કાકા, તમે ? એટલી વારમાં ભૂલી ગયા ? ને આ રામા કાકાને પૂછોને ? કેમ કાકા ? હું કાનજી નહિ ? "

સહુ થંભી ગયું. આમ નામ દઇને સહુને સંબોધે, પછી વ્હેમ કેવી રીતે રહે ? છતાંય આપણે શું માની, મન મનાવી સહુ સહુને ઘેર ગયા પણ એ બધાના અંતઃ-કરણમાંથી છૂપો ગણગણાટ ઉઠતો કે " કાનજી નહિ. ગમે તે હોય પણ કાનજી નહિજ. "

જમવા વખત થયો ને માએ જમવા બોલાવ્યો. દીક-રો મા પાસે ધ્રુસકે ને ધ્રુસકે રડયો. મા દીકરાએ હૈયા ખાલી કર્યાં ને મોઢા ધોયાં. માયે ઘુંઘટો આઘો કર્યો ને થાળી પીરસી આગળ ધરતાં આભી બની. એ બે ડગલાં પાછી હઠી ગઇ. " તું........" કહેવાઇ ગયું.

ને એ તાકી રહી. " તું કાનજી નહિ. " કહી મા બેસી ગઈ.

" મા, હું કાનજી નહિ ? શું વેર લ્યો છો ? આ-ટલા વર્ષ રિસાઇ ગયો હતો તે આજ આવ્યો એટલે આમ બોલો છો ? ત્યારે મને તેડાવ્યોજ શીદ ? મારે ત્યાં હું સુખી છું. "

મા જોઈ રહી. એનું હૈયું માતૃ સ્નેહથી ઉભરાયું નહિ. આંખમાં અમી ન આવ્યા. હૃદય પ્રફૂલ્લીત ન બન્યું ! એને શંકા રૂપી કીડો કોતરી ખાવા લાગ્યો.

" મા ! વિશ્વાસ નથી ? "

મા શું બોલે ?

"....જો વિશ્વાસ ન આવતો હોય તો ચાલો મારા બાપા પાસેજ ખાત્રી કરાવી દઉં. "

" એ તો ગયા મશાણુમાં. " મા જરા તોરમાં બોલી.

" તો ચાલો ત્યાં. "

" ગાંડો થયો કાંઇ ? "

" કેમ મા ! બાપ દિકરાના સ્નેહની તમને ખબરજ નથી. મશાણુમાંથી એ બાપ તો બોલે ! " કાનજી પોતાના હાથની મુઠી વાળી બીજા હાથની હથેલીમાં પછાડતાં મક્કમતાથી બોલ્યો.

" મા જોઈ રહી. ને કાનજીએ જમી લીધું.

બન્ને તૈયાર થઇ શ્મશાન ગયાં. સાથે એક પાડોશીને પણ લઇ ગયાં.

" મા કયાં બાળ્યા છે ? " એણે પૂછ્યું.

પાડોશીએ જ્યાં ધનજી શેઠને બાળ્યા હતા એ ઢગલો બતાવ્યો.

ને એ ત્યાં જઇ ધ્રુસકે ને ધ્રુસકે રડયો. માયે પણ ઢુંઢવીને મૂકી. માંડ માંડ બન્ને શાન્ત રહ્યા ને ધીમેથી કાનજીએ પૂછ્યું " બાપા....એ બાપા ! હું કાનજી નહિ ! "

" હા........તું....કાનજી........" છૂપો ગણુ ગણાટ સંભળાયો. જાણે ઉંડે ઉંડે કોઈ માહું જવાબ આપતું હોય એવો અવાજ સંભળાયો. મા ઠરી ગઈ. પાડોશી જોઈ રહ્યો ને સહુ મુંગું મુંગું ઘેર આવ્યું.

માને અવિશ્વાસ ટળ્યો. પોતાના પુત્ર પેઠે એને ગણી વહીવટથી માહેતગાર થવા કહ્યું. ને રાત્રે તીજોરી બતાવી બધી કુંચીઓ એને સોંપી દીધી.

રાત ઠરી ને સહુ ઉંઘમાં ઢળી પડયાં. હીરા શેઠે કાનજીનો પાઠ આબાદ ભજવ્યો ને આખી રાતનો ઉજાગરો કરી બધું ભેગું કરી પોટલું બાંધ્યું ને પાછલી રાતના પરોઢીએ દિશાએ જવાનું બ્હાનું લઇ બહાર નીકળી ગયો અને પછી તો ઘર તરફને માર્ગે બમણા જોરથી ઉપડયો. એ ચાલતો ન હતો પણ ઉડતો હતો. એનો પગ ધરતી ઉપર છબતો નહિ. માથે ઉપાડેલો બોજો એને ફૂલ જેટલો હળવો જણાતો.

( ૪ )

સવારના બાળ રવિના કીરણો દોડાદોડ કરવા લાગ્યા એટલે મા ઉઠી. ને દીકરાને જગાડવા બમ પાડી ત્યાં જવાબ ન મળ્યો. " કાનજી ? એ કાન....જી. ? " ડોશીએ ફરી બૂમ પાડી. પણ જવાબ ન મળ્યો. એને વ્હેમ પડયો ને ધક્કો મારે ત્યાં બારણા ફટાક દેતા ઉઘડી ગયાં. અંદર કોઇ ન મળે. બધું ખાલી ખમ.

" ઓય વોય...." કરતી ડોસી ઉમરામાં ફસડાઈ પડી. ને એણે પોકે પોક મૂકી રડવા માંડયું ચો તરફ શોધખોળ ચાલી પણ પત્તોય શેનો લાગે. આખા ગામમાં બસ એકજ વાત થવા લાગી. નવરા માણસોને ધંધો મળ્યો, દરેક એકજ વાત બોલતું " લુચ્ચો, કોઈ ધુતી ગયો..........."

બપોર થયા. સાંજ થઇ ને અંદર સુથારને મીઠાઇ તથા પાણી ખૂટયાં. નિશાના ઘમઘોર અંધારાં એણે અનુમાન્યાં ને ઉભો થયો રાખનો ઢગલો વીખરાયો ને સુંડલો ખસેડી સુથાર બહાર નીકળી ગયો એ ગામમાં આવ્યો ખાવાનું ખરીદીને ખાધું અને ગામમાં ફરવા લાગ્યો પોતાના મિત્રની તપાસમાં એ હતો.

એટલામાં એણે સાંભળ્યું. " માળો કોઇ લુચ્ચો છેતરીને ધુતી ગયો ? "

"ગયો....હાથતાળી દઇને....ને જુઓને આ હિ આખો તો વીત્યો. " બીજે જવાબ આપ્યો. અને સુથારના પેટમાં ફાળ પડી, " એકલો જતો રહ્યો ? " એને દગાની ગંધ આવી. પણ ગમ ખાઇ ગયો ધર્મશાળામાં સૂઇ રહ્યો !"

સવારમાં મોચીશાળે એ પહોંચ્યો. ત્યાં પણ એજ વાત થતી હતી. એક મોચી આર વતી શીવતો જતો હતો તેણે પૂછ્યું " કાં પેલો તો ગયો ને ! "

" હા, જોને માળો વાણીઆ નેય છેતર્યા. " વીંગડો લઇને ચામડું સલાડી ઉપર ટાળ્યું અને એણે ઉત્તર દીધો.

" માણુ, કોઇ વર્તી શકયું નહિ. કે છે કે એની માને વે'મ પડેલો. પણ મશાણમાં જઇને એની માને મોઢા મોઢ એના બાપ પાસે કહેવરાવ્યું. " ત્રીજે કૂદડીઓ પરોવતાં ઉંધુ ઘાલી જવાબ આપ્યો.

પગથારે ઉભેલા સુથારે ખોંખારો ખાધો ને મોચીનું ધ્યાન ખેંચાયું. "કેમ ભાઇ શું જોઇ !"

"જોડા લાવો જોઇ."

"કેવા ?"

"દેશી. ઑ....હૅા....! ફૂદડીયું વાળા."

મોચી ઉઠયો. પેટીમાંથી જોડા કાઢયા. પહેરેલા ફાળી-યાના છેડે ઝાપટયા અને સલાડી ઉપર મૂકીને સુથારને બતાવ્યા.

સુથારનું મન ન માન્યું. એણે ડાકું ધૂણાવ્યું "આવા નહિ."

"ત્યારે ?"

"વજનમાં હળવા ફૂલને ફુદડીઓના શણગારનો પાર નહિ."

મોચીએ બીજી જોડ બતાવી ને સુથારને ગમી ગઈ. માર્યો હોય તો લોહી કાઢે એવો સુકલ બંગડી જેવો જોડો મે ફરતી ફૂદડીઓની હારોને હારો. પાંચ રૂપીઆ ફગાવી સુથારે જોડા લીધા, બજારમાંથી સુખડુ ખરીદ્યુ અને પોતાના ભાઈબંધના સગડે સગડે ઉપડયો.

રાતને દિ આગળ ચાલ્યે જતા હીરા શેઠને સગડે સગડે ઉપડેલો સુથાર બે દિવસે એને આંબી ગયો, હીરા શેઠને પોટલું માથે મુકીને ચાલ્યો જતો જોયો. એની આંખો હર્ષમાં ચમકી અને તેણે માર્ગ તજ્યો કેડીએ ચડીને આગળ નીકળી ગયો.

ખભે ખડીઓ હતો તેમાંથી એક જોડો કાઢયો ને રસ્તા ઉપર મુકયો. વળી થોડું આગળ ચાલ્યો ને બીજો જોડો મુકીને એ પાસે આવેલી જાળને ઓથે સંતાઇને બેઠો.

જોડો આવ્યો. શેઠે જોયો. બેસીને ભાર ઉતારીને હળવો કર્યો ને જોડાને હાથમાં લઇ ફેરવી જોયો. પગમાં પહેરી જોયો. બરાબર બેસતો પણ એક જોડાને શું કરવો ! વળી ધનનો ભાર પણ ખૂબ હતો તેમાં આ જોડો વળી કયાં ઉપાડવો ! એણે જોડો પડયો મૂકયો ને આગળ ચાલ્યો.

આઘેરેક આવ્યો ને બીજો જોડો જોયો. એને પસ્તાવો થયો. લીધો હોત તો ઠીક થાત એમ ધાર્યુ ને આડું અવળું એણે જોયું. કોઇ કાળો કાગડો કે માનવી ફરકતું દેખાયું નહિ એણે ભાર નીચે મૂકયો ને ઝટ પેલો જોડો લઇ આ-વવા હડી કાઢી.

સુથાર ઓથેથી નીકળી પેલો ધનનો બોજો ઉંચકી રસ્તે પડયો.

શેઠ જોડાના લોભે લલચાયા. પાછા આવીને જૂએ તો પોટલું ન મળે ! બે ઘડી ભર તો ખીજી ગયા પણ તરતજ એમને સૂઝી આવ્યું. એમનાથી બોલાઇ જવાયું "પહોંચ્યો....મ્હેં ધાર્યું કે હું એને છેતરૂં પણ આતો એ મને છેતરી ગયો. પણ હજુ કયાં બગડી ગયું છે. હું એને પહોંચું છું. હું એને છેતરૂં તો વાણીઓ ખરો !"

ભાંગેલ પગે વિચાર કરતા હીરાશેઠ ધોયેલ મૂળા જેવા ઘેર આવ્યા.

( ૫ )

" ભાભી ! શું કરો છો મારા ભાઇ ? " શેઠ સુથારના ઘેર જઈ વહુને પૂછવા લાગ્યા.

" તમે આવ્યા ? ક્યારે આવ્યા ? તમારા ભાઈ ક્યાં ?" સુથારણે ઉપરા ઉપર સામું પૂછવા માંડયું ને "ક્યાં મૂકી આવ્યા ?" કહી એણે રડવાનુ શરૂ કરી દીધું સ્ત્રી ચરિત્રો કરવા માંડયાં.

હીરા શેઠનું મ્હોં ન્હીલું બન્યું. આતો લેને ગઇ પુત ઓર ખોઈ આઇ ખસમ' જેવી વાત થઇ. શેઠ જવાબ દઈ શક્યા નહિ. એમને તો નમાજ પઢતાં મસીત કોટે વળગી.

"અરે એતો મારી પહેલા અહીં આવ્યા છે " શેઠ પાછા વળ્યા. પણ એનું શંકાશીલ હ્રદય વધુને વધુ વલોવાઇ જતું હતું. એણે ખૂબજ તપાસ કરી. આશાના અંબાર ઉપર ઉડતો એ શેઠ પોતાના બધા પ્રયત્નોમાં નિષ્ફળ નીવડયો અંતે એણે સુથારના ઘર પાસે બેસી રહેવાનું શરૂ કર્યું.

એક દિવસ મધ્યાન જામ્યો ને બળતા બપોરને ટાણે સુથારણ પાણીનું બેડું લઇને કુવા તરફ ઉપડી. કટાણે પાણી ભરવા જતી સુથારણને જોઈ શેઠીઆને વ્હેમ પડયો. એ એની પાછળ પાછળ ગયો.

ગામથી થોડે દૂર એક બીડમાં ભાડીઓ કુવો હતો, ત્યાં સુથારણ ગઇ. પાછળ આવતા શેઠની એને ખબર પડી નહિ, શેઠ થોરની વાડને ઓથે લપાઇને ઉભા સુથારણે મોરીઆને ગળે રાંઢવું બાંધ્યું ને અંદર ઉતારી કહ્યું "લે.... જો........ઓ........"

વાણીઓ થંભી ગયો. હર્ષની કીકીઆરી પડી ન જાય એટલી સાવચેતી રાખી બીલાડી પેઠે પગલાં દાબીને જરાય સંચળ કર્યા વગર એ પાછો આવતો રહ્યો. એણે પત્તો મેળવી લીધો. સુથારની ભાળ એને મળી ગઈ. એણે આનંદમાં ઘર તરફ ઉડવા માંડયું.

સુથારણ હંમેશા લાડુ બનાવી મોરીઆના ગળે બાંધતી, ને મોરીઓ પાણી ભરી લઇ જતી. આમ સુથાર બખોલમાં બેઠો બેઠો આનંદ કરતો. ખાતો પીતો ને કાચી જેલમાં પડેલા કેદી પેઠે એકાંતવાસ સેવતો; સાધુ સંન્યાસીની પેઠે એ ધાર્મિક લાગણીથી નહિ પણ ચોરની પેઠે લપાતા છૂપાતાં એકાંતવાસી રહેતો.

થોડા દિવસ જવા દઈ શેઠે મોરીઆને ગળે ડુંગળી ને રોટલો બાંધ્યો ને જઇને કુવામાં એ ઉતારી સાદને દબાવી કહ્યું "લે....જો....ઓ........"

શેઠ નીચે જોઇ રહ્યા હતા. બખોલમાંથી હાથ બહાર નીકળ્યા. મોરીઆનો ગાળીઓ ઢીલો કરીને મોરીઓ છોડી લીધો. છોડીને જૂએ તો લાડુને બદલે રોટલો ને ડુંગળી.

સુથારને ગુસ્સો થયો. "આમ કેમ ?"

"હું શું કરૂં ? થઈ રહ્યું !" રડવા જેવો અવાજ કાઢીને એ બોલ્યો.

"એટલી વારમાં ! ઠીક....જા આપણી ભેંસ બાંધીએ તે ખીલા નીચે છે." સુથારે સૂચના કરી ને હીરા શેઠ તો પરભાર્યા સુથારને ઘેર પહોંચ્યા.

ત્યાં તો સુથારણ હંમેશના નીયમ મુજબ ઉપડી. હીરા શેઠે પાછળથી ઉઘાડીને જોરથી ખીલો ખેંચી કાઢયો. ધનની ગાંસડી ઉપાડીને ઘેર વંજો મારી ગયો.

સુથારણે જઇને મોરીઓ મૂકયો "લે....જો....ઓ...."

"એટલી વારમાં ?" સુથારે આશ્ચર્યમાં પૂછયું.

સુથારણ હેબતાઇ ગઈ. એણે કહ્યું "હું તો હજુ ચાલીજ આવું છું ને ?"

"ત્યારે પહેલાં કોણ આવી ગયું ?" અધા ગાંડા જેવો થઇ જતો સુથાર કુદ્યો.

"મને ખબર નથી. હું તો અત્યારેજ આવી છું" સુથારણે નિર્દોષતા જાહેર કરી. સુથારનું ઉગ્ર રૂપ જોતાં એ ભયથી ધ્રુજી ઉઠી.

"અરે સત્યાનાશ વાળ્યું" કહેતો સુથાર અંદરથી કુદ્યો ને ઝપાટા બંધ બહાર નીકળી ઘર તરફ દોડયો. ઘરમાં જઇને જૂએ તો ખીલો ખેંચી કાઢેલો. શ્વાસથી ધમણ થઈ ગયેલો સુથાર ખીલા પાસે ફસડાઇ પડયો. સુથારણે આવી આંખો દાબી અને ઘડી પવન નાખ્યો ત્યારે એ શાન્તી પામ્યો.

જરા શરીરને કળ વળી ત્યાં તો સુથાર ઉઠયો ને ગાંડા પેઠે ભાગ્યો, સુથારણ કાંઈ સમજી નહિ એ સુથાર પાછળ નાકા સુધી તાકી રહી ને સુથાર પેલા શેઠને ઘેર પહોંચ્યો.

"હીરા શેઠ ! રામ....રા....મ...." કહી એ ઘરમાં ગયો.

શેઠ તો માંદા હોય એમ ખાટલામાં પડયા હતા.

કપાળે લેપ કર્યો હતો. સુથારને જોતાંજ શેઠાણી તાડુક્યાં.

"આ મોટા ભાઈબિંધ નહિ જોયા હોય તે ! માંદા મુકીને હાલ્યા આવ્યા. પાદરે પાદર કાંઈક થયું હોત તો કોણ ધણી ? એતો મારે ચૂડલે સતીપણું એટલે હેમ ક્ષેમ એ ઘેર આવ્યા. પણ તમારે ભરોંસે રહે તો તો તમે જરૂર રણમાં અંતરીઆળ રાખો. કેટલાય દીથી માંદા છે પણ જોવાય આવો છો જોવાય !"

શેઠના સરોષ ઠપકા, મ્હેણા અને વાકયોથી શરમાઈ જતો સુથાર ચીંતામાં નીચું જોઈ રહ્યો.

શેઠ તો અવાચક થઇ ગયા હતા. થોઠી વારમાં સુથારે બૂમરાણ પાડયું. "એ મારા ભા....ઇ....રે...."

શેઠાણી ઘરમાંથી દોડી આવ્યાં. એ હેબતાઇ ગયાં. સુથારે ઝેર દીધું કે શું ? શ્વાસે નહિને ફૂંકે નહિ ! સાંજ પડી ગઈ હતી ને વાળુ વખત થયો હતો એટલે ઝાઝો ફૂંફેરો કર્યો નહિ. પણ માણસોતો થોડી વારમાં ટોળે ટોળાં આવ્યાં.

'સ્ત્રીનું મુડદું રાત રહે તો કહે કે લક્ષ્મી રાત રહી. ને પુરૂષનુ મુડદું રહે તો જમ રાત રહ્યો.' આવી માન્યતા હોવાથી શેઠને તો રાતે ને રાતે જ ઉપાડયા. સ્મશાન લઈ જવા શેઠને મજબુત બાંધેલા પણ શેઠ શ્વાસ રૂંધીને પડયા રહ્યા. ઉંકારોય કર્યો નહિ. રાત્રે અગ્નિ પ્રગટાવે તો જીવડાં મરી જાય એ બ્હીકે સગા વ્હાલાઓ એને સ્મશાનમાં

મૂકીને ગયા પણ સુથારને વ્હેમ હતો. એ એને ઘડીએ રેઢા વ્હીલો કેમ મૂકે ? મિત્ર ધર્મના બ્હાના નીચે એ ચોકી કરવા ત્યાં રાત રહ્યો.

સહુના ગયા ગછી સુથારે ખૂબજ ચાલા કર્યા પણ શેઠ બોલ્યા નહિ. એ માનતા કે હમણાં કાયર થઇ, થાકયો, પાકયો ઘરે જતો રહેશે. અને પછી હું પણ ઘર ભેગો થઈ જવાનો. પણ સુથાર થાકે એમ નહોતું. એતો પાસેના પીપરના ઝાડ ઉપર ચડીને બેઠો.

\+ + + + +

બોકાની બાંધી, મોઢાં છૂપાવેલા ચાર જુવાનો રાત્રીનો અંધકાર ભેદી ચાલ્યા જતા હતા. તેમાં સૌથી મોખરે ચાલનારો હર્ષની ચીચીઆરી પાડી. પાછો હઠયો.

"શું છે ? " બીજે આગળ ધસી પૂછયું.

"શુકન થયાં મુડદું પડયું છે. "

બધાએ બાધા કરી. ચોથાએ મડદાના માથામાં શ્રીફળ વધેરવાની માનતા કરી.

ગામમાં ગયા. અને એમને શુકન ફળ્યા. ખૂબ ધન મળ્યું. સહુએ માનતા પ્રમાણે ધનનો ઢગલો કર્યો. ચોથાએ શ્રીફળ કાઢયું. છોતરા ઉખેડયા ને કાચલાસોતો ગોટો ઉપાડી એના માથામાં મારવા હાથ ઉંચો કરી ચોર ઢીંચણ ભર થયો.

વાણીએ જાણ્યું કે મરી ગયા. એણે છલંગ મારી ને બીલાડી પેઠે કુદીને દૂર પડયો. પાછળથી સુથારે પડકારો

કર્યો. "ભૂતાવળ જાગી" કહેતા ચારે જીવ લઇને નાઠા. પાછું વાળીને જોવાય ઉભા ન રહ્યા. ધનના ઢગલાનેય સંભાર્યા નહિ.

હીરો શેઠ ને રામો મીસ્ત્રી સંપી ગયા. અર્ધો અર્ધ વહેંચી લીધું. જો ભાગ આપ્યો ન હોત તો રામો સુથાર એને બાળી દેત એમ હીરા શેઠનેય કબુલ કરવું પડયું છતાંય જીવ જતાંય પૈસો આપવો ન પડયો એટલો એમને મન આત્મસંતોષ થાત. સેરને માથે સવાશેર! એ આનું નામ.

*

## રક્ષક

સર્વત્ર નીરવ શાન્તિ ફેલાઇ ગઇ હતી. ક્યાંઈ ક્યાંઇ: પ્રભાતના આછા ઉજાસમાં નભો મંડળે લપાતા છુપાતા તારલીઆઓ ટગમગતા હોય એવી રીતે ગામના ઘરના કોઇ કોઈ જાળીઆમાંથી દીવાઓનો આછો પ્રકાશ દેખાતો હતો. ભાંગતીજ રાત હતા, પણ ગામમાં સોપો પડી ગયો હતો. તેવે વખતે મોઢે બુકાની બાંધેલા વીશેક માણસોનું ટોળું ધીમે ધીમે ગામના ચોરા પાસે આવી ઉભું. દરેકે પોતે ઓળખાઇ ન જાય એટલા માટે મોઢે બુકાની બાંધી હતી. અને બીલાડીની આંખો અંધારે તગતગે એમ એમની બન્ને આંખો એ છૂપાવેલા ચ્હેરા માંથી દેખાતી હતી એ આંખોમાં અમી ન હતું પણ ભયંકર ઝેર વરસતું. શૂરાતન હતું પણ ઉદારતા ન હતી. એ ધાડપાડુ લુંટારા હતા.

ગામને ચોરે આવતાં એક જણ આગળ વધ્યો ને ચોરોના પગથીયાં ચડયો માટીના બનેલ પગથીયા, એટલે સંચળ ન થાય. પણ પાસે બેઠેલું એક કુતરૂ ભસ્યું ને એ ભસવાના અવાજે ચોરામાં ખાટલો ઢાળીને સૂતેલો એક જુવાનની નિદ્રામાં ખલેલ પાડી. એ સળવળ્યો ને

ગોદડું મોઢેથી ઉઘાડી સામે જોયું. અંધારી ઘોર રાતમાં હાથે હાથ સૂઝે નહિ એવે વખતે એને માણસના ઓળા જેવુ કાંઇક દેખાયું. એણે કોણીને ટેકે અડધો ઉભો થતાં પડકારો કર્યો "એલા કોણ આદમી ? "

" તારો બાપ......" કહી આવનારો ચોરાની કોર પાસે ઉભો રહ્યો. અંધારામાં એ ખવીસ જેવો લાગતો હતો.

" મોઢું સંભાળીને બોલ, નહિંતો ક્યાંઇક ખાઈ બેસીશ ! " અવાજ નહિ ઓળખવાથી એણે પાસે સોડમાં ગોદડા નીચે સંતાડેલી તલવારની મુઠ ઉપર હાથ મૂક્યો ને ઉંચકે તે પહેલાં પ્રત્યુતર વળ્યો,

" હવે બેસને પાણીઆળીના ! " કહી એ પગથીયાં નીચે ઉતરવા લાગ્યો.

ને ચોરાની નીચે થતું અટ્ટહાસ્ય ખાટલામાં સૂતેલા યુવાને સાંભળ્યું. એનું લોહી તપી ઉઠયું. પડખામાંથી તલવારનું બોર કાઢી નાખી મ્યાનમાંથી તલવાર છંડવી એણે પગથીયાં તરફ હડી કાઢી. પેલો માણસ પગથીયાં ઉતરી ગયો હતો. ગુસ્સામાં લાલચોળ બનેલા યુવાને પગથીયાં ઉપર પગ મૂક્યો ને રસ્તા ઉપર યમદૂત જેવા દયાહીન નરરાક્ષસોના ટોળાને એણે જોયું. એ ઘડીભર થંભ્યો પણ એની નસેનસમાં રાજપૂત લોહી ભર્યું હતું અને અત્યારે એ લોહી ઉકળી ઉઠયું હોવાથી ઝડપથી વહેતું હતું. તેનું

અંગેઅંગ વેરનું પોકાર કરતું ધ્રુજી ઉઠયું હતું. બ્હીકથી નહિ પણ શુરાતનથી.

એક નજર નાખી ને એને ગણગણાટ સંભળાયો. "માળો માટી દેખું..........."

ને રજપૂત પગથીયાં ઉતરવા લાગ્યો. પડઘો પડેલા શબ્દોએ એને ઉતેજયો. ગુસ્સામાં એ આંધળો બન્યો અને કાંઇપણ આડું અવળું જોયા વગર એણે તલવાર હવામાં વીંઝી.

એક મરણીઓ સૌને ભારે પડે એ બ્હીકે એ ટોળીનો નાયક આ રજપૂતને જોઇને આગળ આવ્યો ને એને પડકારો કરી ડાર્યો. "જુવાન! બસ કર. નાહક માર્યો જઈશ."

"મારીને મરીશ. એકલો નહિ." ને વીંઝેલી તલવાર ઝીંકી પણ વચ્ચે એક લાકડી આવી અને નાયકના ધડને બદલે લાકડી સાથે અથડાઇ તલવાર પાછી પડી. યુવાનનો ખભો અંચકાયો.

ધાડપાડુઓને તો પોતાનું લોહી રેડયા વગરજ લુંટ કરીને જતું રહેવું હતું. અને આ જુવાનને મરણીઓ બનેલો જોઇ, એ એમની ટોળીના એકાદને પાડે-ઓછો કરે તો એમને ભાગવું છૂપાવું ભારે થઇ પડે. એથી એ યુવાનની તલવાર કોઈને માથે બીજી વખત ઉંચકાઇને પડે એ પહેલાં એક બંદુકની નળી લાંબી થઇને ભડાકો થયો. સનન..........કરતી એક ગોળી યુવાનની જાંગમાં પેસી ગઈ.

"ઓ....હ....કરતો એ બેસી ગયો." ને તરત જ બીજી ગોળી પડખામાંથી સરી ગઈ. અંધારામાં છુટેલી ગોળીઓએ યુવાનને નીચે ઢાળી દીધો. બેભાન બની ગયેલો યુવાન લાંબો થઇ ગયો. લુંટારૂઓ સમજ્યા કે એ મૂઓ.

ખુશાલીની એક ચીસ કોઇએ પાછળથી કાઢી. પણ નાયકનું દિલ ચીરાઇ જતું હતું.

બંદૂકને અવાજે નીરવ વાતાવરણને ભેદીને નિદ્રાને ખોળે ઢળેલા ગામડીઆઓના કાન ચમકાવ્યા. ઘડીભરમાં તો બૂમાટો ઉઠયો. રીડ અને ચાસકા થયા. ઘરોઘરમાંથી યુવાનો કાળજીભી તલવારને છંડવીને શક્તિને હાથમાં ધરી નીકળી પડયા. યુવાનની પાછળ વૃદ્ધોએ પણ પ્રયાણ કર્યા. સંસારનાં સગપણ, માયા, સંબંધ કે મોહનાં વળગણ કોઇને રોકી શકયાં નહિ. ઘરમાં ભરાઈ રહી જીવવા કરતાં યુદ્ધમાં મરવામાં મર્દાઇ માનનારા એ લોકોને બેસવું કેમ ગમે? જાનમાલ કરતાં પોતાની આબરૂની એમને ખૂબજ કીંમત હતી અને નાક કપાયા પછી ઘી ચાટવાનું તેઓ ધીક્કારતા હતા.

માણસોના ટોળાંને આવતું જોઇ લુંટારૂઓ ઘડીભર થંભ્યા. એમણે જોયું કે દરીઆની ભરતી પેઠે ઉછળતા આ જન મેદનીનાં મોજાં કદાચ આજે ભારી પડી જશે. એમનો નાયક થોથરાયો. પણ કોઇ રીતે જીવ બચાવવોજ જોઇએ એ વિચારે રસ્તામાં પડેલા એક રૂના ઘોકડાનો ઓથ લીધો ને એ વીશે બંદૂકો ટોળા સામે લાંબી કર-

વામાં આવી. સન્ન....કરતી ગોળીઓ ધડોધડ છુટવા લાગી. ઘડી પહેલા ધસ્યુ આવતું ટોળું થંભી ગયું. દોડી પહોંચવાની કોઇની હામ ચાલી નહિ સહુ શેરીના ઘરોના ખુણાની ઓથ લઈ ઉભું થઇ રહ્યું. લુંટારૂઓની ગોળીઓ તો થોડે થોડે વખતે છુટયેજ જતી હતી.

વરસાદની ઝડી પેઠે ફૂટતી ગોળીઓ લપાયેલ માણુસોમાંથી કોઇકને વાગતી અને ધાણી ફુટતી વખતે જેમ ઉડે તેવી રીતે ઉડી ઉડીને પછડાવા લાગ્યા. જ્વાળા પેઠે ધસી આવતી ગોળીઓની એ રમઝટમાં ઝંપલાવવાની કોઇની હીંમત ચાલી નહિ.

ઘરમાં સૂતેલો ધીંગો ચુવાણ જાગ્યો: પડખામાં સૂતેલી પદમણી જેવી રજપૂતાણીને એણે ધક્કો મારી હડસેલી અને ખૂમના ચાસકે એની શૂર નસોમાં લોહી ઉકળ્યું. એ ઉઠયો. ખીંતીયે લટકતી તલવાર ઉપાડી ને માથે બાંધવા ફાળીયું લઇ એ હડી કાઢીને નારશીકાર ઉપર તલપો નાખે એમ ઠેકડા મોઢે એ નાઠો. પાછળ રજપૂતાણી એને જોઇ રહી.

બ્હાર આવી એણે ફાળીયું વીંટવા માંડયું પણ જૂએ તો ફાળીઆને બદલે ચોરણો. હવે તો ફાળીયું લેવા જવા જેટલો વખતે ન હતો. એ શૂરાતનના કેફમાં બેભાન બનીને ફાળીઆને બદલે ચોરણો ઉપાડી લાવ્યો હતો. ચોરણાનો એણે ગોટો વાળી હાથમાં ઝાલ્યો જાણે ઢાલ પકડી ન હોયઃ!

ચોરા પાસે નીકળ્યો. ખૂમો ને ચાસકા દૂર થતા એને સંભળાતા હતા. બધું હઠતું હઠતું ખૂબજ આગળ

વધી ગયું હતું. અને ધીંગો ચૂંવાણ દોડયે જતો હતો. ચોરાના પગથીયા પાસે એની હડફેટમાં કાંઇક આવ્યું એ ઝબકયો. અંધારામાં એ કાંઈ જોઈ શકયો નહિ. એના મોઢામાંથી અવાજ નીકળી ગયો. " કોણ........" ને એ નીચે વળી જોવા લાગ્યો.

એનો સાદ ઓળખી નીચે પડેલા યુવાને કહ્યું. " ભાઈ, એતો હું........મારી તલવાર ! "

" હું કોણ ! " ને ધીંગા ચુંવાણે તલવાર ઉંચકી.

" ભાઇ, હું રતનો ચુંવાણ. " ધીંગો તલવાર ઝીકે એ પહેલાં એણે ઓળખાણ આપી.

" રતનો ! અહીં કેમ પડયો છુ ! જોતો નથી આ ધીંગાણું થાય છે. " લાલ લાલ બની જતો એ ગરજ્યો.

" અરે મારા સાથળમાં ગોળી પેસી ગઈ છે. ઉભો નથી થઇ શકતો. " કહી એણે નીસાસો નાખ્યો. ને ધીંગો ધીંગાણા તરફ ઉપડયો.

" ભાઈ ! ત્યાં જા માં ધાણી કુટે છે. "

" હત્ બાયલો ! મને બ્હીવરાવે છે ?" એનુ અંગે અંગ ગુસ્સાથી પ્રજળી ઉઠયું હતું.

" હું....હું........તને બીવરાવું ? તો તો રજપૂતાણી લાજે. જા ઝટ જા. પણ એમ કપાઈ મૂવે કાંઇ રાજપૂતી રહેશે. ગોળીના વરસાદ આગળ તું શું કરીશ ? પછવાડેથી જા ભાઇ જા. " ને ઉકળી ગયેલા યુવાને એક આંચકો ખાધો. એ ઢળી પડયો.

ધીંગાની આંખ ફાટી. એ બીજે રસ્તે ઉપડયો. શામદાસ બાવાના ઘરની પછવાડેજ ધીંગાણું થતું હોય એમ એને લાગ્યું. એણે બાવાના ઘરનો ઝાંપો ઉઘાડયો ને અંદર પેઠો.

ઓસરીની કોરે શામદાસ ઉભો હતો. એણે ધાર્યું કે કોઈ લુંટારો પેઠો એટલે એણે લાકડી ઉંચકીને પડકારો કરી દોડયો. " કયો ઈ......."

"શામદા ! ઇતો હું ધીંગો ચુવાણ."

ને બાવો હસી પડયો. "ભાગ્યો કે ! ધીંગાણું ન જીરવાણું ?" ને હાથમાં પકડેલી ડાંગ એણે જમીન ઉપર પછાડીને ફળીમાંની ધૂળ ફૂવારા પેઠે ઉંચે ઉછળી.

રજપૂત પાછો વળ્યો. આ મ્હેણું એના હાડે હાડમાં વ્યાપી ગયું. રીસે બળેલો એ વળ્યો ને અહીં બાવા ઉપર તલપ્યો.

બાવણે જોયું ને એ કુદીને વચ્ચે પડી: "રજપૂત ! ધીંગાણામાં પાણી દેખાડજોને ! અંદરો અંદર કાં કપાઇ મરો. ? એ તો કાયરનું કામ. "

"માતાજી ! એતો બે બાપનો હોય એ ભાગે, બાકી મારાથી એવું કેમ સહન થાય." રજપૂત બાવણ સામે જોઈ રહ્યો.

બાવણે જોયું કે જેમ જેમ વખત જાય છે. તેમતેમ શૂરાતન સમાઇ જતું જાય છે. એણે બેયને પડકાર્યા "દોડો, તમારી મા બ્હેનની આબરૂ લેશે."

ને બન્ને ઉછળ્યા રજપૂત વંડી ઠેકયો ને પાછળ આવો વંડી કુદીને પાછળ પડયો.

બહારવટીઆએ માણસોના પૂરને ખાળવા માટે જગ્યા અદલી હતી. રૂના ધોકડાને દડતું દડતું ધકકેલી એક બાજુ લઇ ગયા હતા અને એની ઓથે રહી પોતાનો બચાવ કરતા હતા એમનું ધ્યાન સામે હતું. લક્ષ્ય પોતાનો જીવ બચાવવામાં હતું. અને આ આફતથી તેઓ ગાભરાયા હતા. પાછળથી આવેલા એ બન્ને જણ તરફ એમનું લક્ષ ગયું નહિ.

ગોળીઓ છૂટયે જતી હતી. ધીંગાણું ભાળ્યું અને લોહીની છોળ ઉછળી. અંધારામાં ઝાડનાં ઠુંઠાં પણ માણસ જેવાં લાગતા. બન્ને જણે પોતપોતાની તલવારો છંડવી અને હડી કાઢીને એમણે ધોકડાનો ઓથો લીધો. લુંટારા બીજા ધોકણાની ઓથે જરા આગળ વધ્યા હતા. જરા રહી બન્ને તૂટી પડયા. પાકેલા મોલ ઉપરથી દાડીઆઓ દાતરડાવતી ડુંડાં ઉતારી લે એમ બન્નેએ કાપણી શરૂ કરી દીધી. બન્ને કુદી કુદીને તલવારો વીંઝતા અને ધડોધડ માથાં ઉડી ઉડીને પગમાં પડતા. બીજાઓની બંદુકો એમની તરફ વળે એ પહેલાં તો એમણે ચૌદને ઢાળી દીધા. ચુવાણની આંખ ફાટી ગઇ હતી. એ ભાન ભૂલ્યો હતો. બાવો એનું રક્ષણ કરતો કાપણી કર્યે જતો હતો. ચુવાણ લોહીથી ન્હાતો કૂદડી ફરતો અને આંખ્યો વીંચીને તલવાર ઝીંકયે જતો હતો. ઓચીંતા હલ્લાથી લુંટારા ગભરાયા હતા. બંદુક તાકીને ગોળીમારે એ પહેલાં ચૌદ લાશો જોઈ ધાડપાડુઓ નીરાશ

બની ગયા. મોત એમણે પોતાની આસપાસ ભમતું જોયું ને જીવ બચાવવા નાઠા. બાવો ને ચુવાણ પૂંઠે પડયા. બન્ને એ ચીસ પાડી. ઘોકડાની ઓથે દૂર ઉભેલું ટોળું સમજ્યું કે લુંટારા નાઠા.

પૂંઠે ઝાટકાના ઘા ઝીલતા પાંચ છ જણ આગળ દોડયે જતા હતા. ને પાછળ બે લોહી તરસ્યા બનેલા ખવીસ જેવા બાવોને ચુવાણ ઝાટકા ફટકાર્યે જતા હતા. ચરડ ચરડ અવાજ થતોને ચામડી ચીરાઇ જતી સંભળાતી.

બંદૂકની નળી ફૂટે એટલું છેટું પડતું નહતું. ઝાંપો નજીક આવી ગયો હતો. નાયકમાં કાંઇક રામ આવ્યા ને એ પાછો ફર્યો. બાવાની તલવાર પડે એ પહેલાં નાયકની બંદુકનો કુંદો એના ખભા ઉપર પડયો ને બાવાને હાથે તમ્મર ચઢી ગઇ. લોહીથી તરબોળ બનેલો હાથ સાંધામાંથી ખડી ગયો હતો અને તેથી તે લબડી પડયો. બાવો થંભી ગયો. પણ ધીંગો ચુવાણ પોતાના લોહી નીકળતા શરીરે અને કપડે, જેમ ગેરૈયો હોળી ખેલીને નીકળતો હોય એમ લોહીની છોળો ઉડાડતો, જંગ ખેલીને નામના અમર કરતો એ રજપૂત ફાટી આંખ્યે પાછળ દોડયે જતો હતો. બાવો એની પાછળ જોઇ રહ્યો. ને એની છાતી ગજ ગજ ઉછળી. એણે રજપૂતને ભલકાર્યો. એને જોશ ચડયું—બમણા જુસ્સા એ તલવાર ફેરવતો દુશ્મનો એ સહન કરી શકતા નહિ. ઝાંપો આવતાં તો બીજા બે ત્રણ પડયા, ને ભરવાડ ગાયોને હાંકી કાઢે એમ રજપૂતે એ લુંટારાને હાંકી કાઢયા. ઢોરની

પેઠે એઓ આગળ દોડયે જતા હતા. એમની મરદાઇ છૂપાઇ ગઇ હતી. જીવન મરણુ વચ્ચે એ ભીરૂ બનેલા આંખો વીંચીને મૂઠીઓ વાળી ભાગ્યે જતા હતા.

પાછળ લોકોએ મશાલો કરી, ને ઘોકડા ખસેડયાં અને પછી તો દુશ્મનોની લાશો ઉપર પગ મૂકતા ખંચકાતા તરી તરોને આગળ વધ્યા. હર્ષની કીકીયારી કરીને ઝાંપા તરફ ધસ્યા એમની જય ગર્જનાઓના ભયંકર પડછંદા અંધારી ઘોર રાત્રીના ભયંકર વાતાવરણુને ભેદતા રજપૂતના કાને અથડાતા ને ભયંકર બન્યે જતા હતા.

ઝાંપો આવ્યો ને દુશ્મનો નાસી છૂટયા. રજપૂત ઝાંપે થંભ્યો. એણુે ઝાંપો બંધ કરવા માટે ખેંચ્યો અને એકજ આંચકે ઝાંપો ઢસડાઇ આવ્યો. તેણુે બંધ કરવા માટે તલવાર બગલમાં મૂકી ને સાંકળ બંધ કરવા આંચકો માર્યો ત્યાં સનન....કરતી એક ગોળી આવીને એની ખોપરીમાં ભટકાણી. ખોપરી જેમ શ્રીફળ વધેરતાં કાચકી ઉડી જાય એમ તડડ....અવાજ કરતી દૂર ઉડી પડી. રજપૂત ઢળી પડયો ને લોહીનો ફૂવારો છૂટયો. ખળખળ વહેતા લોહીનું ખાબડું ભરાયું.

બાવે અવાજ સાંભળ્યો. કોઇને પડતાં જોયું ને એને ભયની આગાહી થઈ આવી એણુે બે હાથે મોઢું ઢાંકયું ને એક કારમી ચીચી એના મોઢામાંથી નીકળી ગઇ. નજીક આવી પહોંચેલા ટોળાએ એ સાંભળ્યું ને બધા થંભી ગયા. મશાલો આગળ ધરી, ને બાવાને જોયો,

"શામદા......" સનનાટી ફેલાઈ ગઇ.

બેભાન બાવો ચળવળ્યો તે લોકોએ એને ઉંચકી લીધો. "રંગ છે ધીંગા ચુવાણ."

બાવો. અસ્પષ્ટ ગણગણ્યોને બાવાને વિજેતા માનતા લોકો ચમક્યા. એમણે ધીંગાને શોધવા મશાલો ઉપાડી. ઝાંપે આવે ત્યાં ધીંગો ચુવાણ હસ્તે ચ્હેરે વિજયના મદમાં, તેજસ્વી મુખડે, નીરવ શાન્તીમાં પોઢયો હતો. સહુની આંખમાં અશ્રુઓ આવી ગયા.

શૂરવીરને છાજતું મૃત્યુ એ પામ્યો હતો અને લોકોએ એની એવીજ રીતે શ્મશાન યાત્રા કાઢી. ને એને એ રીતનું માન આપ્યું.

હજુએ પીપરડીને પાદર એ રજપૂતની ખાંભી ગામના રક્ષણહાર તરીકે ગામના આથમણે ઝાંપે ઉભી છે. ગામના ચુવાનો અને બાળકોને નવો પ્રાણ અને મર્દાઇની અમર છાપ આપતો, સૂર્ય ચંદ્રના તાપ અને અમી ઝીલતો એનો પાળીઓ હજુએ પોતાની ઉજ્જવળ કાર્કિર્દિની સાક્ષી પૂરતો ઉભો છે.

*

## એકલીયો.

"એલા જોતો નથી, છાંટા ઉડે છે ને!" ઘોડીને ઘમારતાં ઘમારતાં શેલાર ખાચરે પોતાની પાસે, પણ થોડે દૂર, હરણી જેવી સુંદર ઘોડીને ઘમારતા એક ચારણને કહ્યું.

"આપા! હું તો છેટો છું. છાંટા ક્યાં ઉડે છે?" ચારણે વિનયથી જવાબ વાળ્યો.

"ગોલકીનો ફાટયો પાછો!"

"આપા! સંભાળીને બોલજો: છાંટા ઉડ્યા વગર નકામા રાડો શેની પાડો છો?"

"ક્યાં તારા બાપનો ધરો છે?" કાઠીએ લડાઇનું બ્હાનું શોધ્યું.

"ધરો તો સહુને સુવાંગ. આપા! કાલ સવારે પાણી સૂકાઈ જશે."

"ત્યારની વાત ત્યારે અત્યારે તો..........."

"આપા! એવીજ રીતે આ તમારી જાહેજલાલી પણ એક દિ નહિ હોય!"

"જો બદામનું ચારણ! નાની જીભે મોટો લવારો કે દિકનો શીખ્યો!"

"આપા! હવે હદ થાય છે. અદેખાઇની અગ્નિમાં બળી મરો છો એ હું જાણું છું."

"ફાટયો કે..........." કહેતા આપાએ હાથ ઉગામ્યો. ને ચારણ જરા આઘો ખસ્યો.

"ગોલકીનો........કહી કાઠી ઉભો રહ્યો."

તે ચારણને હાડોહાડ વ્યાપી ગઇ. એણે આંખ ફેરવી. ધણીનું માન, મરજાદ મૂકી અને એણે ઘોડીને કાંઠે દોરી. ચારણની નજર કાઠી તરફ હતી અને કાઠી એકીટસે મોરના ઇંડા જેવી ઘોડી તરફ અનીમીશ નયને જોઇ રહ્યો હતો.

"બા, રામ રામ, પાણીઆળીનો છું તે હવે આવજે. બહુ બોલબોલ કરે છે તે હવે ગોલકીનો હું કે તું એનું પારખું કરવા આવજે, ને બ્હાર નીકળતો ધ્યાન રાખજે." કહી ચારણે ઘોડી માથે રાંગવાળી અને હરણી પેઠે ફાળો ભરતી ઘોડી પૂરપાટ ઉપડી.

ચારણે ઘેર જઇ સામાન બાંધ્યો. ખભે બંદૂક અને કેડે તલ્વાર બાંધી. સગા વ્હાલાને રામરામ કર્યા. અને પોતાની દેવીને ઘીનો દેવી કરી, પગે લાગી, ગામને તજ્યું. પોતાની જન્મભૂમિને તજતાં એને આઘાત લાગ્યો પણ કાઠીનું વેણ એના હ્રદયને ભેદી નાખતું હતું. અસહ્ય શબ્દો એને શાન્ત થવા દેતા નહતા.

જે ઘોડાને માટે કાઠીની નજર ઠરી હતી એ ઘોડા ઉપર સ્વાર બની ચારણ બહાર નીકળી ગયો.

શેલાર ખાચર ઘેર ગયાને પોતાનાભાઇ આલાખાચરને વાત કરી. આલો ખાચર એના સામે જોઇ રહ્યા. "શેલાર! ભુંડું કર્યું! ઇતરીયાનું તું નાક કપાવીશ!"

"ક્યાં ?"

'એની ઘોડી કોઇને આંબવા નહિ દે. પવન વેગે ઉડનારી, પાણીપંથી એ જાતવંત ઘોડી તો નાક છે. હવે એ હાથ ન આવે. તેં તો હાથે કરીને પાણો પગપર મૂક્યો. દુઃખ જાતું હતું તેને બોલાવી લાવ્યો." આપાના શબ્દોમાં અનુભવ, ગુસ્સો અને નિરાશા હતાં. એના એ મિશ્રણુ-ભાવોના પ્રતિબિંબ કો આકાશના મેઘધનુષ્ય જેવા તર-વરતા હતા.

શેલાર સામે જોઇ રહ્યા. પણ હવે શું બને ? ઘોડી હજુએ ખટકતી હતી. ગામમાં હોત તો કદીએ એ ઘોડી મળત. પણ હવે તો એણે બહારવટાં આદર્યાં. અને તેમ વળી એમનીજ સામે.

ચારણ એકાકી નીકળી ગયો હતો. તે કોઇ ગરીબ ગરબાને ન લૂંટતો. કે ન હેરાન કરતો કોઇ આણુવળતી બાઇ, લગ્નની જાનો કે બ્હીકણ વેપારીને એતો કાંટીઆ વર્ણની આબરૂ લેતો. એમને રંજાડતો, મારતો ને તોબા પોકરાવતો.

બહારવટીઓ એટલે બ્રહ્મચર્યનો ઉપાસક, નીતિનો પાલણુહાર ને ગરીબનો આધાર. ચારણનો દેવીપુત્ર. પણ એક અખંડ યોદ્ધો એ હતો અને શૂરવીર રજપૂતના બધા ગુણો એનામાં હતા. એ અનીતિ સામેય ન જોતો. એ એકલો હતો એ લોકો એને એકલીઓ કહેતા.

રાણીંગવાળાની ઓથ ને કલા મોચીની વાડીએ એનો

આશરો. એકલીઓ બધું ત્યાં લાવે ને સોંપે. બદલામાં રોટલા ખાય ને રાતવાસો રહે. આમ ડુંગરાઓની ખીણોમાં પોતાની ઘોડીના જોરે એને પોતાના શૂરાતનના બદલે એણે ત્રાસ પોકરાવ્યો. એની ઘોડીના દાબડા ચોતરફ ગાજતા અને પોતાના નામે બીજા કોઈ માણસો કોઇ ગરીબને હેરાન ન કરે એની એ ખબર રાખ્યા કરતો—આમ કાંટીઆ વર્ણનો દુશ્મન અને ગરીબ ગરબાનો રક્ષક બનીને એકલીઓ પોતાની ઘોડીને ઘૂમાવ્યા કરતો. એના નામ માત્રથી ફેં ફાટતી અને એને જોતાં સહુ ધ્રુજી ઉઠતા જાણે કોઇ યમદૂત ન હોય !

( ૨ )

એકલીઓ ગામ ભાંગતો ને શૂરવીરને લૂંટતો. લાવી લાવીને બધું રાણીંગવાળાનું ઘર ભરતો. ગોળને રોટલા એના બદલામાં એ પામતો. એની ઘોડી તો ઉડઉડ કરતી. એકલીઓ ઘડીમાં અહીંતો ઘડીમાં ક્યાંઇનો ક્યાંઈ દેખાય.

રાશવા દિ ચડેલો ત્યાં ખોપને માથે એકલીઓ તબક્યો. એની ઘોડી એના ધણીનું મન પારખતી. એ પવન વેગે ઢોળાવ ઉતરીને નીચે ચાલ્યા જતા વટેમાર્ગુઓ ભયભીત બની ઉઠ્યા. એમના ચ્હેરા ઉપરથી લોહી ઉડી ગયું. પાસે હતું એ બધું સંતાડવા માંડયું ત્યાંતો એ આવીને આડો ઉભો રહ્યો.

“કોણ છો ?”

“બાપુ વાણીઆ છીએ.”

"પાસે શું છે ? આ કોણ છે ?" બાઇ તરફ એણે આંગળી ચીંધી.

"બાપુ, મારા દિકરાની વહુ છે."

એકલીઓ થંભી ગયો. બાઇને આણું વળીને આવતી એણે કલ્પી. એને પ્રતિજ્ઞા યાદ આવી. એણે ખાત્રી કરવા પૂછ્યું. "ક્યાં ગયા હતા ?"

"બાપુ, આણુ તેડવા ગયો હતો."

"ઠીક. જાવ, મૂકવા આવું ?"

"ના, બાપુ, અમે વહ્યા જશું."

કાળ પાસેથી નાસવાની ઈચ્છાએ એ ત્યાંથી ઉતાવળે પગલે ઉપડ્યા. ને પાછળ એકલીઓ બીજે રસ્તે ઉપડી ગયો. એની ઘોડીના દાબડાના થતા પડછંદા સંભળાયા. ત્યાં સુધી વાણીઆના હૃદયમાંથી ભયની કંપારી ગઇ નહિ.

આણાવળતી વહુ આજે લુંટાતી રહી જવાથી, એકલીઆને હજારો આશિર્વાદ વરસાવતી મનમાં રાજી થતી પોતાના સસરા પાછળ ચાલતી હતી. ને જલદી ઘેર પહોંચવા એકાના પગ બમણા જોરથી ઉપડતા.

\+ + + + +

બરોબર દશેક વાગવાનો સમય થયો હતો, બે ચાર આદમી અને થોડાં બૈરાંઓનું એક ટોળું દેવળીઆને માર્ગે આનંદમાં ચાલ્યું જતું હતું. માથે નવાં માથાનાં ને બંડીઓની કરચલીઓ કાંડા ઉપર પાડેલા આદમીઓ હાથમાં ડાંગ લઈ આગળ ચાલતા અને જામનગરના મધરાથી તથા ગઢાળીના ઉજળવાથી સાડલા પ્હેરી બૈરાઓ માથે બચકા

મૂકી આનંદમાં વાતો કરતા કરતા ચાલ્યા જતા હતા. એકલીઆની ભો એમનેય હતી. અને તેથી તેઓ ઉતાવળે ચાલ્યા જતા હતા.

જેનો ભય હોય એ આડાને આડોજ હોય. થોડે છેટે પૂરપાટ દોડી આવતી ઘોડીના દાબડા ખખડ્યા. અને એના પડછંદાએ આ બધાના કાળજાં ફફડાવી મૂકયા. ભયની કંપારી આવી ગઇને બધા ધ્રુજી ઉઠ્યા. એકલીઆને પૂરપાટ દોડ્યો આવતો એમણે બધાએ જોયો.

મોતને જોઈ ટાંગા ભાંગી જાયને એક તસુય આગળ ચાલી ન શકાય એમ આ ટોળું એકલીઆને જોઇને ઠરી ગયું. સમસમીને સહુ ઉભા થઇ રહ્યા. સહુના ચ્હેરા ઉપ-રથી નૂર ઉડી ગયું હતું.

ઘોડેસ્વાર નજીક આવ્યોને એણે પડકારો કર્યો. "એલા કોણ આદમી."

"અમે છીએ."

"કેવા છો?"

"મોચી."

"મોચી! ક્યાં રહો છો?"

"પીપરડી."

"શું નામ?"

"મારૂં નામ ગણેશ, ને મારૂ નામ મુળજી." બે જણ વારા ફરતી બોલ્યા.

"ક્યાં જાવ છો?"

"દેવળીએ જવું છે."

"કોને ઘેર ?"

"કલા મોચીને ઘેર."

એકલીઆને ખાત્રી થઈ. એ નીચે ઉતરી પડ્યો. ને મોચીઓનાં મોઢામાંથી ચીસ પડાઇ ગઈ. એ ભયના માર્યા બેસી ગયા.

"બીઓ નહિ. હું એકલીઓ કલાએ મને સામો મોકલ્યો છે. મારૂં નામ દઇને કોઇ તમને લુંટી જાય તો મારે મરવું પડે. કલાના મેમાન તો મારાજ મેમાન કે'વાય ચાલો મૂકી જાઉં. ગામ સુધી." કહી એકલીઓ ઘોડી ઉપર રાંગે વળ્યો. તે આગળ થયો. પણ મોચીની હીંમત ચાલી નહી તેઓ એક બીજાના મ્હોં સામે જોઇ રહ્યા.

"બાપુ! તમે જાવ. અમે ધીમે ધીમે આવશું. હવે તો તમારા વોળાવાં. બીક હવે કેવી ?" એનાથી દૂર રહેવા માટે મોચીઓએ એને વિદાય કર્યો.

ને એકલીઓ ઘોડી દોડાવી ગયો બધાના જીવમાં જીવ આવ્યોને તેઓ નીરાંતે દેવળીએ પહોંચ્યા. કલાને વાત કહી, ને કલો હસી પડયો. "એકલીઓને આપણને લુંટે! એકલીઓ ગરીબોનો તો બેલી છે. ઘણાને તો સીમાડા સુધી મૂકી આવે છે. એની માએ એ એકજ જણ્યો છે. ભલેને ચારણ રહ્યો!"

"પણ ગામ ભાંગે છે એનુ શું ?"

"એતો કાંટીઆ વર્ણને પાનો ચડાવા.

(૩)

એકલીઆની રંજાડ વધી પડી હતી. જસદણના રાજ્યના ગામમાંય એણે હાક બોલાવા માંડી. એટલે એ કાઠી ડાયરો એની ઉપર ધીસટ લાવવા અધીરો બન્યો હતો.

એકલીઓ પાંચ પાંચ વરસથી ભમતો પણ એને આશરો મળતો એટલે પકડાતો નહિ કાંટીઆ વર્ણને બહાર નીકળવું ભારે થઇ પડયું હતું.

રાણીંગવાળાને પણ ખૂબ ધરવી દીધેલો. એનેય દાનત ખોટી થઇ. ને જસદણમાં ખબર આપી. જસદણથી લખમણ ગીડો રાતોરાત ઘોડાં લઇને આવી પહોંચ્યો.

માહ મહીનો ઉતરી ગયો હતો. ને ઉનાળાના દિવસો નજીક આવતા જતા હતા. વાઘરીઓના વાડા નદીમાં ખૂબજ થયા હતા. કલા મોચીની વાડીએ હમણાં હમણાં ખૂબજ બધાની નજર ફરતી એટલે એકલીએ રહેઠાણ બદલ્યું. એણે વાઘરીને વાડે રાતવાસો રહેવો શરૂ કર્યો.

એકલીઓ આવી વાડાની ઝુંપડીમાં સૂતો. બંદૂક પડખામાં મૂકીને આખી રાતની મુસાફરીનો થાક અને નીદ્રાને લીધે એ જામી ગયો. ત્યાંતો ઘોડાં ઝુંપડી ફરતાં ફરી વળ્યાં. અને એક જણ અંદર ઘૂસ્યો. પાસે પડેલી બંદૂક ઉપાડી લીધી.

એકલીઓ જાગી ઉઠયો. બંદૂક ઉપડી ગયેલી જોઇ! “દગો!” કરતો એ ઉઠયો. એણે ભેટેથી જમૈયો ખેંચી કાઢયો. હડી કાઢી બહાર નીકળી ગયો ને ઘોડી માથે ચડી

ગયો પણ ચોતરફ ધીસટનાં ટોળાં ફરી વળેલાં ભાળ્યાં. એણે લખમણ ગીડાને ઓળખ્યો ને ઘોડી ત્યાં હાંકી.

"ગીડા ! દગો કર્યો !" કહી એણે બરછી ઝીંકી. પણ ત્યાં તો ચારે કોરથી તલવારો એના ઉપર તૂટી પડી. એકલીઓ ઢગલો થઈ ગયો. પણ મરતાં મરતાં એ પોતાની સાથે બેચારને લેતો ગયો.

અને આજેય હજી પાલાવો નદીને કાંઠે એકલીઆનો પાળીઓ ઉભો છે: ને પોતાના શુરાતનની વાત છૂપી છૂપીએ એની પાસેથી નીકળનારના હૃદયમાં પ્રેરે છે.

*

# ભગો જોષી.

સૂર્ય નારાયણ ઉગીને સમા થયા હતા. પાકથી લચી પડતા ખેતરો મનોહર લાગતાં. દાડીઆ-ઓનો કીલ્લો અને કલરવ, પાકની મોસમ હોવાથી ચોતરફ આલ્હાદક હતો અને ઉજડ સીમ અત્યારે ન્હાનકડા ગામ જેવી આનંદદાયક હતી. તેવે વખતે રામા પટેલના બાજરાના ખેતરમાં દાડીઆઓ બાજરાનાં ડુંડાં લણી લેવાની તડા-મારમાં પડયા હતા. પછેડીઓની ફાંટો વાળીને દાડીઆઓ દાતરડાવતી ડુંડા લણી ફાંટમાં ભેગા કરતાં અને પાછળ ફરતો સાથી એ ડુંડા ભેગાં કરીને લાવી લાવીને જાક-ડામાં ભરતો.

ફાંટો ઠલવતી વખતે સાથી સારા સારા ડુંડા કાઢીને બાજૂએ મૂકતો. અને બાકીના જાકડામાં ઠલવતો. દાડીઆઓ ડુડાં જોઈ રાચતા અને માંહોમાંહે વાતો કરતા કે સાચા મોતી જેવો બાજરો પાકયો છે. પટેલનું દાળદર કાઢી નાખશે. સહુને મન ઉલ્લાસ હતો. અને સાથીની છાતી ગજગજ ઉછળતી.

એક રાશવા દિ ચઢયો ત્યાં તો રામો પટેલ ખેતર આવ્યા. દાડીઆઓને ભલકાર્યા અને ખેતરમાં ચોતરફ આંટો મારવા લાગ્યા. તેવામાં ભગો જોશી માગે થઇને નીકળ્યા.

પટેલે જોશીને જોયા. ને આનંદમાં બૂમ મારી "એ ....ભગા જોશી........અહીં આવજો."

મનુષ્યને પોતાના વખાણ સાંભળવા બહુ ગમે છે. અને જ્યારે પોતે બહુ ખુશીમાં હોય ત્યારે એ ખુશાલીમાં ભાગ લેવા એ સહુને આમંત્રે છે. એમ પટેલ બાજરો જોઇને, થતાં વખાણ સાંભળીને, ખુશી ખુશી થયા હતા. અને એ ખુશાલીમાં ભાગ લેવા એણે ભગા જોશીને બૂમ મારી.

ઉંચી પાઘડીમાં ટીપણું કસોંવાળી બંડી અને ખભે ખડીઓ, પગમાં ઢસડફસડ ખાસડાંવાળા ભગા જોશી તાડના ત્રીજા ભાગ હતા. એમનો જોશ રામબાણ ગણાતો. માણસો એને દોઢ પરમેશ્વર કહેતા.

ભગો જોશી ખોડીબારામાં થઇને અંદર આવ્યા. ને પટેલને રામ રામ કર્યા. પટેલે મોદનું ફાળીયું પાથર્યું અને જોશીને બેસાર્યા. દેવતા પાડયો ને પાસેથી બાજરાના બેચાર સારા જોઇને ડુંડાં કાપી બાજરીયાં સેકયાં ને પોંક પાડયો. પટેલે જોશીને પોંક ખવરાવ્યો.

"પટેલ ! ઓણ તો બાજરો સારો પાકયો લાગે છે !"

"હા. જોશી ઓણ તો દાળદર કાઢી નાખ્યું. અમારોય પરભુ છે ને !"

"અરે, તમે તો જગતના તાત કહેવાવ."

"અમે એવું કાંઇ નો સમજીએ !" પટેલે ડાકું ધુણાવ્યું.

"બાજરો કાંઇ! માળો!" જોશી બાજરા સામે જોતાં જાય ને ખુશી થતા જાય.

પટેલની છાતી વખાણ સાંભળીને ગજગજ કુદતી. બંડીની કસો તુટુતુટુ થઈ રહી હતી.

પોંક ખાઇને જોશી ઉઠયા. તડકો વધતો જતો હતો તેથી ઘેર જવાની તૈયારી કરવા મંડયા. ને પટેલે લાવીને થોડાં બાજરીયાં જોશીને આપ્યા.

ને બન્ને તૈયાર થઇને સેઢે આવ્યા. ત્યાં સાથીએ પટેલને બૂમ મારી. "એ....પટલ...ઉભા રહેજો!"

ને એ દોડતો દોડતો ચાસ સોંસરવો સેઢા તરફ દોડયો આવતો હતો. પટેલ ઉભા રહ્યા ને જોશી છીંડાની બહાર નીકળી ગયા. સાથીએ પેલા વીણી રાખેલા ડુંડાં લાવીને પટેલને આપ્યા. પટેલ એ લઈને બહાર આવ્યા.

જોશીએ ડુડાં જોયાં ને પટેલને કહ્યું. "પટેલ! બાજરીમાં દાણો સાચા મોતી જેવો ભરાણો છે!"

પટેલ હસ્યા. બાપ દીકરાના વખાણ સાંભળીને રાચે એથીએ વધુ આનંદ પટેલને થતો હતો. પટેલે ડુંડા ફાંટે બાંધ્યા. ને જોશી ડુંડાં સામે જોઈ રહ્યા.

"પટેલ! ડુંડાં ને શું કરશો?"

"ઘરે લઇ જશું. કાળજાની કોર જેવાં બાજરીયાં આખા ખેતરનું નાક છે."

ને જોશી મુંગા મુંગા ઉંડા વિચારમાં ઉતરી ગયા.

પટેલ જોશી સામે જોઇ રહ્યા. એમને લાગ્યું કે જોશીને આ ડુડાંનો લોભ લાગ્યો કે શું?

" પટેલ..........."

" શું ? " પટેલની આંખોમાં જીજ્ઞાસા દેખાણી.

" એ બાજરીયાં તમારા નસીબનાં નથી. " કહી જોષીએ આંગળીના વેઢા ગણવા માંડયા.

પટેલની આંખો લાલ થઇ. " તો શું તમારા નસીબનાં છે ? "

" ના. "

" ત્યારે ! "

" એ તો કોઈ રાજધણીના નસીબનાં છે ! એને દાણે દાણે ખાનારનું નામ લખ્યું છે. "

" હવે બહુ થયું. જોશી રાખો ! "

" ન માનતા હો તો જો જો. "

" હવે જોયું એતો ! તમે જૂઓ એમ આજ ખાઉં છું કે નહિ ! "

" તો તો મારી મૂછો મુંડાવી નાખું ! પટેલ ! " જોશી સ્હેજ ઉકળી ગયા.

" હવે જોશું એતો જોશી ! આવી બડાઇ રહેવા દ્યો. "

પણ જોશી ગમ ખાઇ ગયા. એ કાંઈ બોલ્યા નહિ. ને મુંગા મુંગા માર્ગે પડયા.

(૨)

પટેલ ઘેર આવ્યા. જોશીના શબ્દો એમના હૃદયમાં ખળભળાટ મચાવી રહ્યા હતા. જોશીના શબ્દો ખોટા ઠરાવવા એમને તાલાવેલી લાગી. અને તે ધસમસ્યા ઘેર આવ્યા.

પટલાણી ફળીમાં વાછીદું કાઢતા હતા. તેણે પટેલના ચ્હેરા ઉપર કાંઈક ઉચાટ, ગભરાટ અને ઉતાવળ જોઇ. એણે સાવરણો પકડેલા હાથે સાડલો જરા સમો કર્યો ને પટેલ સામે જોયું.

પટેલે ફાંટ લાવીને ઓશરીની કોરે પછાડી.

"આ શું લાવ્યાં ?"

"બાજરીયાં."

"આટલાંજ કેમ ? જાકડો ક્યાં ગયો ?"

"જાકડો તો સાંજે ઘેર આવશે." એણે શ્વાસ નીચે મૂક્યો. ને પાણીઆરેથી પાણીનો લોટો ભરીને પીધો.

"ત્યારે, આટલાં બાજરીયાં કેમ ઘરે લાવ્યાં!" બાઈએ આતુરતાથી પૂછ્યું.

"આનો રોટલો બનાવ. આજ તો ખાવાનું મન થયું છે." પટેલે જોશીની વાત છૂપાવી.

ને બાઈએ વાછીદું પડ્યું મૂક્યું. ડુંડાંને ધોકાવી નાખ્યાં ને સુપડે ચડાવી દાણાને સોઈને સમા કરી નાખ્યા. અને પાસે પડેલી ઘંટીએ બેસી દળવા માંડ્યું. ઘંટીના પૈડા પેઠે વિચારો પટેલના મગજમાં ફરતા હતા. વિચારવંત માણસ સમાજને ઘણી વખત અસહ્ય થઈ પડે છે. તો પટેલાણીને પટેલ કાંઈ અસ્વસ્થ જણાય એમાં નવાઇ શી ? એ દળતી જાય ને પટેલ સામે જોતી જાય. કાંઈ સમજાય નહિ અને વધારે ને વધારે મૂંઝાતી જાય.

ઘડી થયું ને પટેલ ઉઠીને બહાર ગયા. બાઈએ ઉઠીને લોટ ઉઘરાવ્યો. ને કાથરોટમાં લોટ નાખીને રોટલા ઘડવા

માંડયાં. પહેલો રોટલો ટીપીને તાવડામાં નાખ્યો. અને થોડો લોટ વધેલો તેની ચાનકી બનાવીને ટીપવા માંડી, ત્યાં બારણું ખખડયું.

"કોણ ?" કહી પટલાણીએ બહાર આવનાર સામે જોયું. કોઇ અજાણ્યો માણસ ચીંથરે હાથ ઉભેલો એણે જોયો.

"બાવાજી, કેમ આવ્યા ?"

પણ એ કાંઇ બોલ્યો નહિ. પેટ ઉપર હાથ મૂક્યો.

"ભૂખ્યા છો ?"

એણે માથુ ધૂણાવી હા કહી. પટેલાણી બહુ આસ્થાળુ બાઇ હતી. એ દોડતી ઘરમાં ગઇ. અને થાળીમાં રોટલો લઇને આવી.

"મારાજ, બેસી જાવ. ખાઇ લ્યો."

પણ એ ખાવા ન બેઠા. "મારે ઉતાવળ છે." કહી એણે ચાલવા માંડયું.

પોતાને ઘેરથી બાવો સાધુ ભૂખ્યો જાય એ એનાથી સહન ન થયું. અને તેમાંય તેના તાલકા ઉપરના તેજથી કોઇ તેજસ્વી સાધુ એને લાગ્યો એટલે એતો અરધી અરધી થઈ ગઇ. એણે દોડીને બાવાને પાછો બોલાવ્યો અને એના હાથમાં પેલો રોટલો મૂકી દીધો. હજુએ બાવો ઉભો હતો. બાઇ ઘરમાં જઈ પેલી ચાનકી પણ લઈ આવી. ને બાવાને આપી દીધી. બાવો પોતાને રસ્તે પડયો.

પટલાણી એને જતો શેરીના ઝાંપા સુધી જોઇ રહી. એને બાવાના દિદાર નવા લાગ્યા. એની ચાલવાની છટા,

શરીરનો બાંધો, અને કપાળ ઉપરનું તેજ અવનવું જણાયું. આંખોમાં ખુમારી એણે મોહક જોઇ. એ બાવો નહિ એમ એને સ્ફૂરણા થઇ. પણ બાવો તો ચાલ્યો ગયો હતો. એણે દૃષ્ટિને સ્થિર કરી અને ઘરમાં જઇ બીજો લોટ માટલીમાંથી કાઢવા માંડયો.

ત્યાં પટેલ આવ્યા. "કાં ? શી વાર છે રોટલાને !"

"આ હમણાં ટીપી નાખું છું. ઘડી બેસો."

ને પટેલ ખાટલા ઉપર લાંબા થઇને સૂતા. પણ એમની નજર ઘરમાં ગઈ. પટલાણી માટલીમાં હાથ નાખી લોટ કાઢતા હતા.

"ત્યાં શું કાઢવાનું છે ?"

"લોટ"

"પેલા બાજરીયામાંથી બાજરો કાઢયો એનો લોટ ક્યાં ગયો ?"

"એતો.... ..........."

પટેલના પેટમાં ફાળ પડી.

"ક્યાં ગયો ?....પટેલ ગુસ્સામાં કુદ્યા અને બે ફલાંગે પટલાણી પાસે પહોંચ્યા.

પટલાણી ગભરાઈ ગઇ. એની છાતીમાં ડૂમો ભરાઈ ગયો. એ બોલી ન શકી.

પટલાણીની શાન્તીએ પટેલને ઉશ્કેરી મૂક્યો. એણે ત્રાડપાડી ને પૂછ્યું. "ક્યાં ગયો ?"

“ એક ભીખારીને આપી દીધો. ” સ્હેજ ખ્હીતાં બાઇએ પટેલ સામે ઉંચે જોઇને કહ્યું.

ને પટેલનો ગુસ્સો વધી ગયો. એનું શરીર ગુસ્સામાં લાલચોળ ત્રાંબા જેવું બની ગયું અને પવનના ઝપાટે છોડવા કંપી ઉઠે એમ એ ધ્રુજી ઉઠયો. અને ગુસ્સામાં આંધળો બનીને પટલાણીની પીઠ ઉપર પાટૂ મારી.

પટલાણી એ ગલોટીયાં ખાઇ ગઈ. લોટની માટલી ફૂટી ગઈ અને લોટ ચોતરફ ઉડયો.

પટેલ હડી કાઢીને ઝાંપે આવ્યા ને ત્યાં બેઠેલા એક પટેલને પૂછયું. “ કોઇ ભીખારી ગીયો હમણે ? ”

“ હા. હા. હમણાજ ગયો. આ તરફ. ” પેલાએ રસ્તો ચીંધ્યો.

અને પટેલે એ રસ્તે દોટ દીધી.

પાછળથી પેલાએ પૂછયું. “ કાંઇ ઉપાડી ગયો કે શું ?” અને તેના રણકારા પટેલે સાંભળ્યા ન સાંભળ્યા કર્યા.

(૩)

રાજપૂર ઠાકોર ઉપર અચાનક પાડોશી રાજ્ય ચડી આવ્યું. ને ગાફલ રાજાને મહામુશીબતે જીવ બચાવવા નાસી છૂટવું પડયું. માણસો કેટલાક કપાઇ ગયા અને બાકીના નાસી ગયા. સૂર્ય ઉગતાં જેમ તારલીઆઓ ચંદ્રની દરકાર કર્યા વગર નાસાનાસી કરતાં છૂપાઇ જાય એમ સૈનિકો કોઇ રાજાની દરકાર કરવાય ઉભા રહ્યા નહિ. સહુ પોતપોતાનો જીવ બચાવવા ભાગેલા. ને મધ્યાનના સૂર્ય

પેઠે તપતો રાજા, સંધ્યાનાં તેજ સરીખો નિબંળ બનીને છૂપાતો નાસતો હતો. દુશ્મન રાજાના જાસૂસો એને શોધવા નીકળી પડયા હતા. એટલે ઠાકોર ભીખારીને વેશે ચોતરફ લપાતો છૂપાતો નાસતો ફરતો હતો.

એણે પટેલના ઘેરથી રોટલો લીધો. અને હંમેશાં ભાતભાતના ભોજન જમનાર ઠાકોર રસ્તાના ભીખારી પેઠે ચાલતાં ચાલતાં ખોળામાં રોટલો લઇને બટકાવતો જતો હતો. લીલાછમ જેવા બાજરાનો મીઠો સાકર જેવો રોટલો ગળ્યો લાગતો.

પટેલે એ ભીખારીને દૂર દૂર જતો જોયો. અને એના પગમાં બમણું જોર આવ્યું. એ પવનવેગે ઉડવા લાગ્યો. આધેડ ઉંમરનો પટેલ જુવાનીઆ પેઠે દોડતો હતો.

પટેલ માનતા કે હમણાંજ જઇને રોટલો ઉચકાવી લઇને ખાઇ જઈશ. અને જોશીના જોષ ખોટા પડશે. હવે તે વાર શી છે ?

ઘડીમાં પટેલ એને આંબી ગયા. ને પાછળથી પેલા ભીખારીની પછેડી ખેંચી. ભીખારી રોટલો ખાતો હતો અને તેનું છેલ્લું બટકું ખોઇમાં રહ્યું હતું ત્યાં પછેડી ખેંચાવાથી એ ચમકી ઉઠયો. એની આંખો ભયભીત બની અને બેફામ બની ગયો. ને ગમગીન ચ્હેરે, બ્હીબ્હળ બનેલો ભીખારી પટેલ સામે જોઇ રહ્યો.

" ખોળામાં શું છે ? " અધિકારીના તોરમાં પટેલે પૂછ્યું.

" કાંઇ નથી. "

"જોઉં !" કહી પટેલે પછેડી ખેંચી. ને ભીખારીએ પોતાની આબરૂ અને રહ્યા સહ્યા રાજવટના ગુમાનમાં એને તરછોડયો. હાંસીતોસી અને ખેંચાખેંચીમાં આડસોડીયું વાળેલી પછેડી નીકળી ગઇ. અને ખોળામાં પેલું છેલ્લું વધેલું રોટલાનું બટકું નીચે પડી ગયું. પટેલની નજર એના ઉપર પડી.

"મા'રાજ, જુઠું બોલો છો ?" હાથ ઉગામતાં પટેલ બોલ્યો.

"શું, ભાઇ !" નિર્દોષ ભીખારી કાંઇ નહિ સમજતાં પટેલની આંખોમાં ઉડતા અંગારાથી બળી જવા લાગ્યો.

અધિકારી અધિકાર ઉપરથી ઉતરતાં કોડીના મૂલ્યનો, એમ રાજા રાજ્ય છોડતાં કંગાલ ભીખારીથી પણ ભય-ભીત દેખાતો.

"આ રોટલો ક્યાંથી ઉપાડી લાવ્યા ?"

રાજા થંભી ગયો. પટલાણીની એને દયા આવી. આ યમ રાક્ષસ જેવા પટેલે પટલાણી ઉપર શું નહિ વિતાવ્યું હોય એ વિચારે એની આંખમાં અશ્રુઓ આવ્યાં ને પોતાના ગત સમયને સંભારી નિશ્વાસ મૂકી કપાળે હાથ મૂકયો.

પટેલની નજર એના કપાળ ઉપર સ્થીર થઇ. ને એણે તેજસ્વી લલાટ જોયું. એને કેટલીય શંકાઓ થઇ ગઈ.

"છો કોણ ?" જરા નમ્ર બનતા પટેલે જીજ્ઞા-સાથી પૂછ્યું.

"વટેમાર્ગુ."

પટેલે ડોકું ધુણાવ્યું. "ના........"

રાજાને ભ્રાંતી થઇ. પટેલ ઓળખી ગયો એમ એને લાગ્યું. એને જાસુસના ભણકારા લાગ્યા. એ કંપી ઉઠયો. પણ પટેલના ચ્હેરા ઉપર ગુસ્સાથી ફેલાયેલો લાલરંગ, શંકા અને જીજ્ઞાસાના કાળાં વાદળો છવાવાથી શાન્ત પડયો હતો. ઉશ્કેરાટ સમાઇ ગયો હતો. એટલે ભીખારી કાંઈક સ્વસ્થ થયો.

પટેલની જીજ્ઞાસા વધી ગઇ. એ ઉશ્કેરાઇ ગયો. અને રાજા સામે કપાળથી પગ સુધી નજર માંડી નીહાળી રહ્યો, ત્યાં પાસે થઇને એક કાગડો ઉડયો.

પટેલની નજર નીચે ગઇ તે બટકું ભાળ્યું. એ તરત જ નીચે વળ્યો, એજ બટકું લેવા જાય ત્યાં બીજો કાગડો ઝપટ મારી ઉપાડી ગયો, પટેલ કાગડા ઉપર ગુસ્સે થયા પણ એ ગુસ્સો એકદમ અદૃશ્ય થઇ ગયો. કપાળ ઉપર હાથ મુકી પટેલ ખડ્ખડ્ હસી પડયો, એની નજરે જોશીના શબ્દો તરવરવા લાગ્યા. " તમારા નસીબનું નથી. "

ભીખારી સ્તબ્ધ બન્યો. પટેલ તરતજ એના પગમાં પડયો. " બાપુ........"

" હાં....હાં........" કહેતા ઠાકોરે એને ઉઠાડયો, અને પૂછયું, " પટેલ, મને કયાંથી ઓળખ્યો ? ',

" બાપુ ! અમારા ગામના જોશીએ ઓળખાવ્યા. " કહી પટેલે બધી વાત કહી.

રાજા એ પટેલના આશ્રયે ગામમાં આવ્યો. જોશીને મળ્યો પટેલની આંખમાં શરમ હતી, જોશીની આંખમાં વિજયનો નીસો હતો અને રાજાની આંખમાં ભાવીની જીજ્ઞાસા હતી. થોડા વખતમાં રાજાને એનું રાજ્ય પાછું મળવાથી રાજાએ જોશી તથા પટેલને ન્યાલ કરી નાખ્યા. પણ પટેલ હજીએ ગણ-ગણે છે કે, "દાણે દાણે ખાનારનું નામ લખ્યું છે. નસી-બમાં ન હોય તો મ્હોંએ આવેલો કોળીઓ પણ ચાલ્યો જાય."

*

---

# ભક્ત દાનો

કાઠીઆવાડમાં જ્યારે ગાયકવાડી રાજ્યની શરૂઆત હતી ત્યારે. ચલાળા ગામમાં શીવ ભક્ત કાઠી દાનો ખાચર ભક્ત તરીકે જાણીતા હતા. એમની ખ્યાતિ ઘણીજ પ્રસરેલી હતી અને એના નામ માત્રથી જાણે દૈવી ચમત્કાર થતો હોય એમ સઉ કોઇ માનતું.

અગાઉ ગાયકવાડને કબજે અમરેલી હતું પણ એનો વહીવટ તો હંસરાજ કરતો કારણ કે અમરેલીનો એ ઇજારદાર હતો, પણ વિઠોબા સરદારે આવી અમરેલી પાસે નાગદાન મહાદેવના દેવળ પાસે પડાવ નાખ્યો, તેને ભીતિ હતી કે કદાચ અમરેલી હંસરાજ નહિં સોંપે અને લડાઇ થશે. આથી કોઇએ કહ્યું કે દાના ભગતની આસ્થા રાખો એ હસ્યો ! દાનો ભગત કોણ? પણ ભીતિમાં બધુંય માનવું પડે, એણે કબુલ કર્યું. ને હંસરાજ ને કહેવરાવ્યું જાણે દેવેજ સહાય કરી હોય એમ હંસરાજે આવી અમરેલી સોંપી દીધું. વિઠોબા બહુજ નવાઈ પામ્યા, અને તરતજ નાગદાન મહાદેવની જગ્યા બંધાવી આપી. અને પોતે કચેરી પણ ત્યાંજ બંધાવી.

પછી તો આવા દાનાને જોવાની એને ઘણીજ જીજ્ઞાસા થઇ પણ તે બાળ બ્રહ્મચારી ભગતને એની શી ગરજ હોય ? વિઠોબા પણ એની ખ્યાતિ જેમ જેમ સાંભળતો ગયો તેમ તેમ વધારે નવાઇ પામતો ગયો. અને પોતે ત્યાં જઇ એના દર્શન કરવાનો વિચાર કર્યો.

દાનો ભગત હંમેશા સવારમાં દરેક બ્રાહ્મણ, ભગત, કે ભીખારીને ખોબો ભરી જુવાર આપતા, અને બ્રાહ્મણ તે લઇને જતા રહ્યા પછીજ પોતે જુવાર કે બાજરીનો રોટલો અને તાંદુળ (તાંજળજા)ની ભાજીનું શાક ખાઇ સીમમાં ઢોર ચારવા જતા રહેતા. બ્રહ્મચારી પુરૂષ કદીએ મિષ્ટ ભોજનની અભિલાષા ન કરતા. શીવ ભક્તિમાં મસ્ત બનેલા એ ભક્તરાજને બીજી શી જરૂર હોય ?

એક દિવસે બેઠા બેઠા જુવાર આપતા હતા ત્યાં તો વિઠોબા પોતે એકલા પંડો પંડ જઇને ઉભા રહ્યા અને સઉ બ્રાહ્મણો સાથે પોતે પણ ખોળો પાથર્યો દાના ભગતે એમાં દાણા નાખ્યા પણ બીજા બ્રાહ્મણોની પેઠે એણે ખોળો ઉપાડયો નહિ. દાના ભગતે ઉંચે જોયું એણે કપાળમાં રાજ તેજ જળકતું જોયું, એણે પુછયું "બ્રાહ્મણ નથી લાગતા" ના "હું તો બ્રાહ્મણ"

"નહિં બ્રાહ્મણજ હોત તો ખોળો ઉપાડી લેત ઓળખાણ આપો"

"હું વિઠોબા અમરેલીનો સુબો"

પણ પોતાને તરતજ ઓળખી જનાર દાના ભગતમાં એને શ્રદ્ધા ચોંટી ગઇ. એણે તો ત્યાંજ તે દિવસે પડાવ નાખ્યો અને દાના ભગત પણ એના ઉપર ખુશી થયા અને કહ્યું કે વગર મહેનતે જલદી આખા કાઠીઆવાડનો કેટલોક ભાગ તમારે કબજે તરતજ થઇ જશે અને થયું પણ તેમજ.

વિઠોબાએ ધાર્યું કે ચલાળા ગામ દાના ભગતને આપીએ તો ઠીક કારણ કે એમનું આ સદાવૃત કેવી રીતે પુરૂ થાય છે તે જણાતું નથી, એણે આવીને ચલાળા ગામ ભગતને આપવા કહ્યું પણ એ ઉદાર દિલના ભક્તરાજ એવી જંજાળ પ્રસંદ કરે ? એમણે તો તરતજ ચોખી ના સંભળાવી દિધી. છતાંય વિઠોબા પાછો હઠે એવો ન હતો, એણે પાણીયું ગામ પાનમાં લખીને ભક્તરાજ પાસે ધર્યું. ભકતરાજે ઉપાડી એ પાસે બેઠેલાને આપ્યું, અને ઉખેળીને જુવે તો પાણીયું ગામ લખેલું. જુવે તો વિઠોબા જતા રહેલા. ભક્તરાજે જીયામાં એ ગામ સોંપી દીધું અને હજુ એ ખાય છે.

× × × ×

ચલાળા ગામથી થોડેક છેટે બગસરા છે ત્યાંના રામભાઇ કાઠીને ઘેર સંતતિ ન હતી એમણે પણ ભક્તની ખ્યાતિ સાંભળેલી અને ભક્ત તાંદુળ સીવાય બીજી ભાજી ખાતા નથી એમ ખબર પડવાથી પોતાની એક વાડીમાં એમણે તાંદુળ વવરાવી આખું વર્ષ રહે એવો બંદોબસ્ત

કર્યો. પોતે હંમેશા તાંદુળની ભાજી વીણી કરીને શેરેક શાક ઘોડેશ્વાર સાથે ચલાળા મોકલી આપતા. ઘણાં દિવસ આમ ચાલ્યું છેવટે ભકતરાજે પણ જાણ્યું કે રામાભાઈ આટલી બધી જહેમત ઉઠવે છે તેમાં કાંઈક કારણ હોવું જોઇએ. અને તપાસ કરતા તો જણાઈ ગયું કે એમને સંતતિ ન હતી, આથી શાક લઇને આવનાર ઘોડેશ્વારને રામભાઇના ખબર અંતર પુછીને બીજે દિવસે તેમને પોતાને શાક લઇને આવવા કહેવરાવ્યું.

બીજે દિવસે ભક્તરાજ પાસે ડાયરો ભરાયો હતો ઘણાંક માણસો ત્યાં બેઠા બેઠા વાતો કરતા હતા ત્યાં રામભાઈ આવી પહોંચ્યા. તેમણે રામરામ કરી બેઠક લીધી, અને શાક આગળ ધર્યું. દાના ભગતે શાક લઇને બે ભાગ કર્યા એક ભાગ પોતે રાખ્યો ને બીજો ભાગ રામભાઇને આપતા કહ્યું “આ શાક બાઇને ખવરાવજો.”

આટલા બધા માણસો વચ્ચે રામભાઇ ન બોલી શકયા એ ઘેર ગયા. અને શાક તેમણે ઘેર બનાવ્યું એ આસ્થાળુ કુટુંબમાં બાર મહિને એક જીવની વૃદ્ધિ થઈ અને આજે પાંચ પેઢી થઇ ગઈ છે.

× × × ×

આ વખતે જામનગરમાં જામ વિભોજી રાજ્ય કરતા હતા. તેમણે પણ દાના ભગતની ખ્યાતિ સાંભળી હતી ભકતોની કસોટી હંમેશા થાયજ છે. એમ એમણે પણ એની કસોટી કરવાનો વિચાર કર્યો.

જામનગરની કારીગીરી ઘણીજ વખણાતી એક કારીગર મિસ્રીને બોલાવી જામ સાહેબે એક સુંદર લાકડાનું શ્રીફળ બનાવવા કહ્યું અને કારીગીરી એવી કરવાની હતી કે ઉપર રહેલા છોલા સહિત તરતનુંજ નાળીએરી ઉપરથી ઉતારેલ નાળીએર હોય એમ દેખાય, એવું બનાવવા કહ્યું.

સુથાર પણ કારીગર હતો એણે આબે હુબ એવું બનાવ્યું અને કારીગરી સાથે રંગ રોગાન કરી અસલ નાળીએર હોય એવું બનાવ્યું. તે એટલું તો સરસ કે હાથમાં લઇને જુવે છતાં માણુસ છેતરાય. આવી કળા તો કાઠીઆવાડમાંથી એક સૈકામાં નાશ પામી છે, મહુવા જેવા કોઈ ઠેકાણેજ હવે જણાય છે.

જામ સાહેબ એ જોઇ ખુશી થયા સુથારે કિંમત માગી પણ એ તરતજ કિંમત આપે ખરા! એની કિંમત કરાવવા એમણે દાનાભગત પાસે શ્રીફળ મોકલ્યું.

પોતે જાતે એક કપડામાં વીટાળી, ઉપર પોતાની મહોર છાપ મારી અને અંગત વિશ્વાસુ માણુસને તે સાથે ચલાળા મોકલ્યો એણે આવી સાંજે રામરામ કર્યા દાના ભગતે એને પોતાને ત્યાં જમાડી રાતવાસો રાખ્યો અને સવારમાં પોતે પોતાની પુજા વગેરે કામથી પરવાર્યા પછી આવનારને આવવાનું પ્રયોજન પુછયું. !

“જામ સાહેબે માનતા રાખી છે અને આ શ્રીફળ વધેરવા મોકલ્યું છે તે વધેરી અરધું આપ રાખો અને બાકીનું મને અર્ધું પાછું આપો”

તરતજ શ્રીફળ એમણે હાથમાં લીધું, તે સમજી ગયા પોતાના ઇષ્ટદેવને સંભારી એમણે શ્રીફળ ખખડાવ્યું અને ત્યાં બેઠેલા બધાએ અંદર પાણી ખખડતું સાંભળ્યું.

આપાએ આશ્ચર્યનો ઉદ્દગાર કાઢયો "જામ સાહેબે આ નાળીએર કયાંથી કાઢયુ"? બશેર તો પાણી છે દોઢ શેર ટોપરૂં છે જીઆમાં ઘણાંય શ્રીફળો વધેરાયા છે પણ આવું તો એકેય જોયું નથી.

પહેલો માણસ તો જોઇજ રહ્યો શ્રીફળ પુજારીને આપી તેમણે વધેરાવ્યું અને પાણીનો ધોધ ચલાવ્યો શ્રીફળ તેમણે પાછું આપ્યું અને બાકીનું વહેંચી દીધું.

પહેલો તો શ્રીફળ લઇને ગયો પણ જામ સાહેબને ખબર પડતા એમની શંકા ઉડી ગઈ એણે દાના ભગતની ખ્યાતિને પીછાની લીધી.

× ÷ × ×

એક વખત એક ગાડાવાળો કાંટાના ઉપાડા ગાડામાં ભરી લાવતો હતો રસ્તામાં ખાડામાં પૈડું પડી જવાથી બળદો આગળ ચાલી શકયા નહિ, અંધારૂં થઈ ગયું હોવાથી માણસોની અવર જવર પણ ઓછી થઈ ગઈ હતી એણે ઘણી બુમો મારી પણ કોઇ આવ્યું નહિં, અંતે તેણે ધીરજ છોડી, પણ ત્યાંતો દાનો ભગત એને યાદ આવ્યા તેણે એમનું નામ લીધું અને છેટે કોઇને આવતો જોયો, પોતે ઉભો થઇ જુવે તો કોઈ નહિં, પણ એનામાં નવોજ ઉત્સાહ આવી ગયો. એણે જોર કર્યું અને બીજે પડખે રહી

કોઈ એને મદદ કરતું હોય એમ એને લાગ્યું. એણે ઉ-ત્સાહમાં જોર કર્યું, ને ગાડું નીકળ્યું

સવારમાં એ શ્રીફળ લઈને વધેરવા આવ્યો ભક્ત દાનો ત્યાં બેઠા હતા, તેમણે પુછયું "પટેલભાઈ શું લાવ્યા"?

"શ્રીફળ લાવ્યો છું વધેરવા."

"શેની માનતા હતી"?

"રાત્રે ગાડું એરાણું હતું તે નીકળતું ન હતું તેથી માનતા રાખી હતી."

"ઠીક પણ આ મારા બરડામાં કાંટા પેશી ગયા છે તે તો કાઢ"

અને જુવે તો સાચેજ દાના ભગતના વાંસામાં કાંટા પેસી ગયા હતા.

તે બધા પેલે વીણી નાખ્યા. અને એ ભોળા હૃદયના પટેલથી ઓશીયાળા થઇ બોલી જવાયું કે ભગતને વાંસામાં કાંટા પેસી ગયા તે મારે લીધે.

× × × ×

પણ ભગતના ગુજરી ગયા પછી ત્યાં જગ્યામાં તેમણે સમાધી બનાવેલી જગ્યામાં હજુએ ભક્ત દાનાની મુર્તિ છે. અને જીયામાં ભક્તરાજની માંનતાઓ ચાલી. આતો એક સૈકા પહેલાની વાત થઇ. પણ હમણાં થોડો વખત પહેલાં જ ત્યાંની એક વાડીમાં ખેડુતનો એક બળદ કુવામાં પડી ગયો. કુવો સાંકડો હતો માણસો આવ્યા ને બળદને રાંઢવું

બાંધી પેટે ભરડો લઈને બળદ ઉપર ખેંચી કાઢયો પણ કાંઠે આવતા દોરડું સર્યું ને ગળે ભરડો આવ્યો.

બળદે ભેં....એ.... કર્યું ને જીભ કાઢી નાખી ખેડુત સમજ્યો કે બળદ મરી જશે એણે દાના ભગતને સંભાર્યા ત્યાં તો દોરડું તુટયું ને બળદ ફરીથી કુવામાં પડયો એણે તો આશા છોડીને કઇ દીધું કે જો બળદ બચશે તો દાના ભક્તની જગ્યામાં બાંધીશ.

માણુસોએ ફરીથી જોર કર્યું ને બળદ સહિસલામત બહાર નીકળ્યો. કોઇ ઠેકાણે જરાય છોલાયો પણ નહતો. પણ બળદ જેવો બહાર નીકળ્યો કે તરતજ તે નાઠો અને જઇને દાના ભકતની જગ્યામાં એમની સમાધી પાસે ઉભો રહ્યો.

આવા આવા ઘણાં ચમત્કારોથી દાના ભગત જાણીતા છે, એની ભકિતથી પ્રભુ એને વશ છે એમ સહુ માનતા, અને કેટલાક એને પ્રભુનો અવતાર ગણુતા, આજે કાઠી લોકોમાં તકરાર પડે તો તેનો નીવેડો પણ ત્યાંજ થાય છે, એમના નામથી આજે ચલાળું પણ "દાનાભગતના ચલાળા" ના નામથી પ્રખ્યાત છે. સૌરાષ્ટ્રના કેટલાય રત્નો અદૃષ્ય છે તેમાંના દાનો ભગત પણ એક છે.

*

હાસ્યરસ સાહિત્યમાં કંઇક નવીનજ ભાત પાડનાર

હાલમાંજ બહાર પડેલું તદ્દન નવું રમુજી પુસ્તક

# ફે—એ—સી ફારસો [સચિત્ર]

આંખને ઉડી વળગે તેવા થ્રી કલરના ચાર ચિત્રો સાથે ઉંચા સારા કાગળોપર છપાઈ હમણુંાંજ બહાર પડયું છે.

પૃષ્ટ સંખ્યા ૨૫૦ સચિત્ર પુઠું. કિંમત રૂ. ૨—૮—૦

---

**તમે કદી પણ નહિ વાંચેલી તેવી સાદી પણ** રસજરતી વાર્તા વાંચવી હોય તો આ પુસ્તક આજે જ મંગાવી લેશો.

# ૯ નવી વાતો.

એક કરતાં બીજી ચડે એવી નવ વાર્તાઓનો સંગ્રહ તમારા મનને કંઈ ઓર આનંદ આપશે.

સારા ઉંચા કાગળ સચિત્ર પુઠું.

કિંમત માત્ર રૂ. ૧—૮—૦

# વળાવીયો.

અંધારી ઘમઘોર રાતને મેઘલી મંડાયેલી. તારલીયાની ફૂલ ચાદર અને તે વચ્ચે શોભતો ચંદ્રમા તો ક્યાંયે પડદા પાછળ છૂપાઇ ગયો હતો. તમરાંઓના ગણુગણાટ સંભળાતો હાથોહાથ સૂઝે નહિ એવી કાળી ડીબાંગ જેવી રાતના અંધારામાં દૂરદૂરથી હૃદયને ચીરી નાખે, છાતી ફાટી જાય ને દીલ ધ્રુજી ઉઠે એવી કારમી ચીસે દેવજી શેઠની આંખમાંથી વરસાદની ઠંડીને લીધે આવતું ઘેન ઉડી ગયું.

એ બેફાળા ઉઠયા. બત્તી જરા તેજ કરી ને લાકડી લઇને બહાર નીકળ્યા. ચીસ અદૃશ્ય થઇ ગઇ અને તે સાથે ખળળ કરતો છાપરૂં પડવાથી નળીઆનો ખખડાટ સંભળાયો. ને શેઠે રાડ પાડી. આડોશી પાડોશી સહુ દોડી આવ્યું ને સહુ બાજુમાં રહેતા એક રજપૂતના ઘર તરફ વળ્યું.

ગરીબ રજપૂત મહામુશીબતે ગુજારો કરતો. સૂતા સૂતા પાણી પીયે એવું એના ઘરનું છાપરૂં અને આ ભારે વર્ષાની હેલી. છાપરામાંથી ગળી ગળીને પાણી ભીંતોમાં ઉતર્યું ને ભીંતો બેસી ગઈ. છાપરૂ ગળી પડયું ને અંદર સૂતેલાં ત્રણ જીવ, રજપૂતાણી અને બારેક વર્ષનો નાનકડો

છોકરો એ નિશાના અંધારામાં સંસારમાંથી સદાને માટે વિદાય લેવા અંદર ઢંકાઇ ગયાં.

હૃદય દ્રાવક દૃશ્યે સહુને ઉશ્કેરી મૂકયા. કોદાળી પાવડાથી ખોદાણુ શરૂ થયું. સ્ત્રી, પુરૂષ, આ બાળ વૃદ્ધ સહુ કામે મંડી પડયું. ને દેવજી શેઠે તો ઘડપણ હોવા છતાંય કેડ બાંધી. ધૂળનાં મોટાં બેલાને બેલાં ફેરવવા માંડયા દેવજી શેઠને મહેનત કરતો જોઇ બીજા કેટલાક ઉભા હતા તેમનેય શુર આવી ને એ પણ બધા કામે વળગ્યા. શેઠના ચહેરા ઉપર શોકની ઉંડી રેખા છવાઇ ગઇ હતી. એવામાં ધીમો અવાજ ઉંડાણમાંથી આવતો શેઠે સાંભળ્યો. શેઠની છાતી ધબકી. હર્ષની એક કીકીયારી એમણે કરી ને બમણા જોરથી કામ શરૂ થયું.

"અં હં...." કરતું કોઈ બોલ્યું. શેઠ પોલાણમાં જૂએ તો બાર વર્ષના પેલા બાળકનો ચ્હેરો એમણે જોયો ને ધૂળનું બેલું ઉંચું કરીને ખસેઢી નાખ્યું. વૃદ્ધાવસ્થાને આરે પહોંચેલા શેઠમાં અત્યારે યુવાન જેટલું જોર આવ્યું હતું. બાળકને ખેંચી લીધો ને જૂએ તો એને સ્હેજ ઇજા થયેલી દેખાઈ. શેઠે એને પોતાને ઘેર મોકલાવ્યો ને શેઠાણીએ હળદર ઉની કરી એને ચોપડી દીધી.

આખું ઘર ઉઘલાવી નાખ્યું. એક ફાટલી ગોદડી ઉપર રજપૂતને અને રજપૂતાણીને કચરાઇ ગયેલાં પડેલાં જોયાં ને શેઠની આંખોમાંથી અશ્રુઓ છૂટયાં. આખું ગામ આ કરૂણ સહન કરી શકયું નહિ. સહુને ગ્લાની થઇ ને આંખો સજળ બની.

ગામે બન્નેને અગ્ની સંસ્કાર કર્યો ને પેલા છોકરાને શેઠે પોતાને ઘેર રાખી એના સગા વ્હાલાને ખબર આપી.

થોડા દિવસમાં તો છોકરો હરતો ફરતો થઇ ગયો. શેઠની ન્હાની દીકરી ચંપા આ નમાયા નબાપા છોકરા ઉપર ખૂબજ હેત રાખતી. એને પોતાના ભાગમાંથી ખાવાનું આપતી અને વારંવાર આગ્રહ કરી જમાડતી જાણે પોતાનો સગો ભાઇ ન હોય ?

ને પછી તો એના મામા આવ્યા. રામસંગને તેડી ગયા. શેઠનો ઉપકાર માન્યો.

"ના, ભાઇ મારૂં કર્તવ્ય મેં બજાવ્યું છે." કહી શેઠે બધાને બે દિવસ રોકી મ્હેમાનગતી કરીને રજા આપી. અને રામસંગ મોસાળ ગયો.

અને પછી તો શેઠ ગુજરી ગયા. ચંપા ઉમર લાયક થઇ ને એને પરણાવી. શેઠને ફરજંદમાં એકજ દિકરાના મુલ્યની દીકરી હતી શેઠાણીએ એને લાડ કોડમાં ઉછેરી હતી અને સારે ઠેકાણે પરણાવી હતી. વારસો પણ દીકરીને આપ્યો.

રામસંગ તો મોશાળે મોટો થયો. ગામમાં કોઇ જ સગું રહ્યું નહોતું. ગામમાં ઘર કે સીમમાં ખેતર પણ ન હતું કે એને કોઇ વખત આંટો ખાવાનોય વખત રહે. એણે તો મોશાળને પોતાનું વતન માન્યું ને જન્મભૂમિને સદાના નમસ્કાર કર્યા.

શેઠાણી ઘણી વખત પુત્ર નહિ હોવાને લીધે રડતાં. અને કોઈ કોઇ વખત રામસંગને યાદ કરતાં એમની આંખો-માંથી મોતી ખરી પડતું. શેઠના કુટુંબ સાથે રામસંગે

એવો સરસ સ્નેહ બાંધ્યો હતો કે આખુ કુટુંબ રામસંગના જવાથી એને સંભારીને ઘણી વખત બેચેન બની જતું.

પણ પછી તો વર્ષો વિત્યા ને જમાનો બદલાયો. સહુ વાતો વીસારે પડી. ને ચંપા પણ સાસરે જવા માટે યોગ્ય ઉમ્મરની થઇ. શેઠાણીએ એને આણું વળાવવાની તૈયારી કરી. પણ કાંઇક વિઘ્ન આવ્યું. આણું બંધ રહ્યું. ને સાસરીમાંથી ઉપરા ઉપર સંદેશા આવવા માંડ્યા. એટલે શેઠાણીના પત્રથી એમના જમાઇ હીરા શેઠ તેડવા આવ્યા.

શેઠાણીએ જમાઈને ખૂબજ આગ્રહથી રોકયા જમાઇનું નામ સાંભળી સાસુ શ્મશાનમાંથી પણ ઉભી થાય એ આપણી જૂની કહેવત મુજબ સાસુ જમાઇને જોતાં ગાંડી ઘેલી બની ગઈ અને થોડા દિવસ જમાઈને રોકી રાખ્યા. જમાઇ ખૂબજ ઉતાવળ કરતા પણ સાસુના આગ્રહને વશ બની બેચાર દિવસ વધુ રહી જતાં. એમ કરતા પખવાડીયું વિત્યું ને શેઠ હવે ઘેર જવા અધીરા બની ગયા.

\+ + + + +

(૨)

“હીરા શેઠ, અસુરા ચાલવું રહેવા દ્યો તો ઠીક.” હીરાશેઠના સાસુએ જમાઈને રોકવા માટે આગ્રહ કર્યો.

“ના, રે. કયાં છેટું છે. હમણાં પહોંચી જશું.” કહી શેઠે ઉતાવળ આદરી.

પણ શેઠાણીનું મન માનતું ન હતું. રસ્તો વિકટ હતો. દુકાળનું વરસ હતું એટલે ચોર લુંટારાની બ્હીકપણ ખૂબજ

હતી. તેવા ઉડાઉડના વખતમાં હીરાશેઠ પોતાની વહુને તેડવા આવેલા, ને નમતા બપોરે એક્કો કરી પોતાને ગામ જવાની ઉતાવળ કરતા હતા.

સાસુ જમાઈની તાણુતાણુમાં સાંજ પડી ગઈ. ને સવારના વ્હેલા ચાલવાનું ઠર્યું. પણ શેઠાણીનું મન ચાલતું નહિ. એને ભાવી આગાહીના ચિન્હો સ્ફુર્યા હોય કે ગમે તેમ, પણ એનું મન માનતું નહિ, છતાંય શેઠના ખૂબ જ આગ્રહને વશ થઇ દીકરીને વળાવી. એક એક્કો કરી દીકરી અને જમાઇને બેસાડયા. ને ભાગોળ સુધી વળાવી આવ્યા રાંડીરાંડ માને એ એકની એક દીકરી હતી, એનું સર્વસ્વ ધન એ હતું.

મળસ્કામાં ચાલેલા એટલે સ્હેજે જમવા વખત થતા સુધીમાં પાંચેક ગાઉ કાપી નાખ્યા. હાંકનાર એકાવાળો ખોખલો મોખલો ડોસો હતો. એનાં ચીંથરે હાલ લુગડાં અને એના બળદના દિદાર જોતાં એની કંગાલીયતનાં દર્શન થતાં. ગરીબાઈ એના ચ્હેરા ઉપર ડોકીયાં કરતી. છતાંય એ હતો તો ખાનદાન.

બપોરા ગાળવા એક વડના ઝાડ નીચે સહુ બેઠા: શેઠે ઢેબરાં છોડી બે ચાર એકાવાળાને આપ્યાં અને પોતે ખાવા બેઠા. હજુતો એકજ બટકું ભર્યું હશે ત્યાં તો દૂર દૂર છેટે એક ઘોડેસ્વાર તબકયો.

ને શેઠના હાજા ગગડી ગયા. સાસુના વચનો યાદ આવ્યાં. ખાવુંય ભાવ્યું નહિ. ભયના વાતાવરણમાં ગમે તેવું

મિષ્ટાન્ન હોય તોય લોહી સુકાઇ જાય તો આતો સાક્ષાત યમને આવતો જોયો, પછી તો શુદ્ધિએ ઉડી જાય એમાં નવાઈ શી ? ઘડી પહેલાની આનંદમાં હસતી આંખો વ્હીવ્હળ બની ગઇ. શેઠનો ગભરાટ જોઈ શેઠાણી હાકાબાકા બની જઈ. એણે પૂછ્યું. " આમ કેમ ? "

ને શેઠે મુંગા મુંગા દૂર દૂર આવતા સ્વાર તરફ આંગળી ચીંધી દોડયા આવતા ભયને બતાવ્યો.

થોડીવારમાં તો મોઢે બુકાની બાંધેલો, સ્વાર કેડે લટકતી તલવાર ઉપર હાથ મૂકી, વડલા પાસે ઘોડો લાવીને ઉભો રહ્યો.

એની લોહી ઝરતી લીંબુની ફાડ જેવી આંખોએ શેઠને ઠારી નાખ્યો. એના મજબૂત સ્નાયુબદ્ધ હાથો એણે ઘોડા-ની પીઠ ઉપર ફેરવ્યા ને શેઠને પૂછ્યું " કયાં રહેવું ? "

" રહેવું તો સામે ગામ. "

" કેવા છો ? "

" વાણીયા. "

" આ કોણ છે ? " બાઇ તરફ આંગળી ચીંધીને એણે પૂછ્યું.

" બાઇના ઘરેણાં જોઈ એના મ્હોંમાં પાણી છૂટયું. આંકડે મધ એણે જોયું. અને એ તરતજ ઘોડેથી પેગડા ઉપર પગ મુકી નીચે ઉતર્યો.

શેઠ ધ્રુજી ઉઠયો. ને બાઇ પડખું ફરીને ઉભી હતી

તે આ રજપૂતને ઘોડેથી ઉતરતાં જોઇને ખસીને જરા આઘી ઉભી રહી. ને એના તરફ જોઈ રહી.

રજપૂતે ત્રાડ મારી, “ શેઠ, કાઢી નાખો જે હોય તે.”

“ બાપુ............”

“નહિ ચાલે, કાઢો છો કે નહિ ? ” કહી એણે તલવાર મ્યાનમાંથી છૂંડવી.

કાળજીભી જોતાં શેઠના હાજા ગગડી ગયા. એકાવાળો તો એકા પછવાડે છૂપાઇને બેસી ગયો હતો. બાઇ પણ ઓશીયાળી બની પોતાના ઘરેણાં તરફ મોહનો છેલ્લો દૃષ્ટિપાત કરી લેતી હતી.

શેઠે પાઘડી ઉતારી ને ખીસું ખાલી કરવા માંડયું, ને રજપુત બાઇ તરફ ફર્યો.

બાઈની સામે જોતાંજ એ ઠરી ગયો. જાણે કોઇ અગમ વસ્તુ મળી હોય એમ એ એકીટસે એની સામે જોઈ રહ્યો. બાઇ સમજી કે રૂપ ઉપર મોહેલો આ રજપૂત આબરૂ ઉપર જશે તો ? શંકાની આ આગાહીથી તે ધ્રુજી ઉઠી. ને રજપૂતે તલવાર મ્યાન કરી. “ બ્હેન............”

“ તું કોની દીકરી ! ”

“ દેવજી શેઠની. ”

“ ત્યારે તો તું મ્હારી બ્હેન. અહીં કયાંથી. ”

ને શેઠ જોઇ રહ્યા. “ આ શું ? ”

વર્ષો પહેલાનો દેવજી શેઠનો ઉપકાર રજપૂતની નજર આગળ તરવરવા લાગ્યો. વર્ષો પહેલાં પોતાનો આગ્રહ

કરીને જમાડનારી ચંપા નજર આગળ તરવરવા લાગી. તે વખતની બાળક ચંપાને યુવાનીના રૂપ–યૌવનથી બીજા સ્વરૂપમાં જોતાં ઓળખી શકયો નહિ. છતાંય હ્રદયમાંથી સ્નેહના ફૂવારા છૂટયા. જાણે પોતાની મા જણી બ્હેન ન હોય ! સ્નેહી મળ્યે હ્રદયમાં કોઇ અકથ્ય સ્નેહના ફૂવારા ન છુટે તો તે સ્નેહીજ નહિ. ”

બાઇએ રજપૂતને ઓળખ્યો. “ કોણ રામસીંગભાઇ....”

“ હા. બ્હેન. આજે મ્હારાં ધન્ય ભાગ્ય કે મારે હાથે તનેજ લુંટતો પરમેશ્વરે મને બચાવ્યો. ” કહી એણે ઇશ્વર સામે હાથ ઉંચે જોડયા.

ને બ્હેને હર્ષમાં ધસી આવી એ વીરાના ઓવારણા લીધા. ને રજપૂતે બ્હેનના ચરણમાં મસ્તક નમાવ્યું.

ઘડી પહેલાના ભયના વાતાવરણને બદલે હર્ષની હેલી વરસી. શેઠ આભો બની ચોતરફ જોઇ રહ્યો હતો. ચંપાએ દોડીને પોટલું છોડયું. ડબો ઉઘાડયો ને અંદરથી ભાથું કાઢી પોતાના વ્હાલસોયા ભાઇ જેવા ભાઇને જમવા બેસાર્યો.

રજપૂતે ઘોડાની દળી પાથરી ને બ્હેને ખાવાનું પીરસ્યું. બાળપણમાં જેટલા સ્નેહથી અને આગ્રહથી એ પીરસતી એટલાજ આગ્રહથી અથવા એથીએ વિશેષ આગ્રહથી એણે ભાઇને જમાડયો. વર્ષો પહેલાનાં બાળપણ બન્નેને સાંભર્યા ને આંખોમાંથી અખળંગ હર્ષાશ્રુની ધાર થઇ.

“ બ્હેન, આવા ઉંડા ઉડના વખતમાં વળાવીયા વગર નીકળાય ? ”

"તમારા જેવો ભાઈ હોય એને વળાવીયાની જરૂર હોય?" વખત જોઇ ચંપાએ કહી દીધું.

"સાચું બ્હેન, પણ મને અગાઉથી કહેવરાવવું તો હતું? આતો હું હતો. પણ બીજો કોઈ હોત તો આટલીજ વાર લાગત ને?" સ્હેજ ઠપકા ભરી દૃષ્ટિએ એણે શેઠ સામે જોયું.

"પણ ગરીબનો બેલી ઇશ્વર છે ને?" મુખ મરકાવતો વાણીયો ઉંચે આંગળી કરી રજપૂત તરફ જોઇ રહ્યો.

ને રજપૂતે ઉઠી હાથ ધોયા. ઘડી વાતો કરી ને નમતા બપોરે એકો જોડી શેઠને ને ચંપાને બેસારી રજપૂતે ઘોડે સામાન માંડયો. ને એકા પછવાડે ચાલવા માંડયું.

"ભાઇ, હવે જવું હોય તો જાવ." બ્હેને ઓવારણા લઇ રજા આપી.

"ના. ના. હવે તો ઠેઠ મૂકી જઇશ." કહી રજપૂતે સાથ કર્યો. શેઠનું માથું ઉપકારમાં નીચું નમ્યું.

(૩)

એકો ચાલ્યો ને ડુંગરાની ધારોડ જમીન આવી. ઉંચી ઉંચી ટેકરીઓ વચ્ચે થઇને માર્ગ જતો હતો બે બાજુએ ઉંચી ઉંચી ધારો ને ઉંડો માર્ગ એટલે લુંટારાની અહીં બહુ બ્હીક રહેતી. વખત બહુ બારીક આવી ગયો હતો મારે એની તરવાર હતી. કોઈ કોઇની રાડ ફરીયાદ સાંભળતું નહિ. અને ધોળે દિવસે લૂંટી જતા એવા બીહા-

મણુા રસ્તે એકો ચાલ્યો જતો હતો. બળદ થાકી ગયો હતો અને ઢચુમચુ ચાલતો હતો.

સૂર્યનારાયણુ મેર બેઠા ને શેઠના પગ ધ્રુજવા મંડયા. એણે ઉતાવળે એકો હાંકવા માટે વારંવાર એકાવાળાને ડોંચવા માંડયો. ને એકાવાળો બળદના પૂંછડાં આંબળે પણુ મુડદાલ બળદ થાકી ગયો હોવાથી પગ ઉપાડીએ શકતો ન્હોતો તે ચાલી તો કયાંથી શકે? રગશીયા ગાડા પેઠે એ બધું આગળ ચાલતું. પણુ ચંપાને ધીરજ હતી. પોતાનો ભાઈ વળાવીયો બન્યો હતો પછી એને શી ફીકર?

ને ત્યાંતો દૂરથી ઘોડાના દાબડા સંભળાયા. સંધ્યાની નીરવ શાન્તીમાં પત્થર ઉપર પડતા ઘોડાના દાબડાનો અવાજ ભયભીત બનાવી મૂકતો. રજપૂતનો હાથ તલવાર ઉપર પડયો ને એની નજર સામે દોડયા આવતા ત્રણુ સ્વાર ઉપર પડી.

રજપૂતે ઘોડી મારી મૂકી. ચંપા જોઇ રહી. એનુ અંગે અંગ ધ્રુજી ઉઠયું. એણે બૂમ મારી "એ ભાઇ...." પણુ ભાઇને વાત સાભળવાની કયાં ફૂરસદ હતી?

એણે તો આગળ જઈ પડકાયાં "એલા કોણુ આદમી?"

"તારા માર્ગેજ" કરી એમણે ઘોડાને તારવીને આ એકા તરફ દોડાવ્યો.

ને રજપૂતે પાછળ ઘોડી ઉડાડી. ઢોળાવ ઉપરથી ફાળો ભરતાં ઘોડાં એકા પાસે આવી પહોંચ્યા. ને કાળજીભી

તલવારો, લોહી પીવા અધીરી બનેલી શકતીઓ પોતાના ડોકાં બ્હાર કાઢી રહી હતી તે નીકળી પડી.

“ભાઇ રહેવા ઘો,” કહેતી ચંપા પોતાના ભાઈના ઘોડાને બાઝી પડી.

“રહેવા દે, રહેવા દે,” કહેતો રજપૂત ફાટી આંખે જોઇ રહ્યો. એની આંખોમાંથી ક્રોધના અંગારા ઝરતા હતા.

“લઈ જવા દે, ભાઈ ભલે જાય. પણ તું ન લડીશ. મારે બીજો ભાઈ કયાં છે ?” પોતાના ભાઇને કાંઈ અનિષ્ટ થાય એ બ્હીકે એણે પોતાનું સર્વસ્વ આપી દેવા એ તૈયાર થઈ હતી. ભાઇ તરફના સ્નેહની બ્હેને અવધી કહી. એણે પોતાનાં ઘરેણાં ઉતારી પેલા લુંટારા તરફ ફેંકવા માંડયા.

“અરે, મારા દેખતાં, મારી રૂબરૂ મારી બ્હેનના ઘરેણાને હાથ અડાડનાર કોણ મૂવો છે ?” કહેતો રજપૂત પેલા ઉપર તૂટી પડયો. ને ઘરેણું લેવા નીચે નમેલા ઉપર તલવારનો ઝાટકો માર્યો. ને ધડ દેતું માથું નીચે તૂટી પડયું.

લોહી જોતાં રજપૂતની આંખ ફાટી. ને એણે બીજા ને પણ ધુળ ચાટતો કર્યો. એના અંગે અંગે લોહીની ધારા વ્હેતી ને ફૂવારા છૂટતા. ઉભરાઇ જતું શૌર્ય રોકયું રોકાય એમ નહતું. એણે ત્રીજાને નાસતો જોયો ને પાછળ પડયો. એક છૂટી તલવાર પેલાએ છૂટી મૂકીને એ તલ્વારે રજપૂતના અંગને કાયર બનાવી મૂકયું. એ જમીન ઉપર નીચે તૂટી પડયો. પેલો નાસી ગયો. પાછું વાળીને જોવાય ઉભો ન રહ્યો. અંધારામાં બ્હેને ભાઇને પડતો જોયો ને એ દોડતી ત્યાં આવી.

એણે પોતાના ભાઇને છેલ્લો શ્વાસ લેતો જોયો. આવીને એ પોતાના ભાઈને ભેટી પડી. "ભાઈ, એ ભાઈ..........." કહી એ ચોધાર આંસુએ હ્રુદય ફાટી જાય એવું કારમું રૂદન કરવા મંડી.

ને ભાઇએ આંખો ઉઘાડી. હોલવાઇ જતો દીવો છેલ્લી વખતે ખૂબજ તેજસ્વી દેખાય એમ એ રજપૂતના ચ્હેરા ઉપર ખુબજ તેજ દેખાયું. એણે પોતાની બ્હેનને છેલ્લી છેલ્લી ખૂબજ નીરખી અને કહ્યું. "બ્હેન! હવે રામરામ."

"ભાઇ, આવું ન્હોતું કરવું. હવે આ ઘરેણું શું કામનું? ભાઇ જેવા ભાઇ કરતાં ઘરેણું કીંમતી ન્હોતું."

"બ્હેન, ઘરેણા કરતાં આબરૂની કીંમત વધુ છે."

"હા. પણ આબરૂ કરતાં જીવન કાંઇક વધુ કીંમતી હશે."

"ના ના આબરૂહીન જીવન ગાળવા કરતાં યશસ્વી મૃત્યુ વધારે આનંદદાયકને કીંમતી છે." કહી ભાઇએ આંખ મીંચી, તે સદાને માટે ભાઇનો પ્રાણ પંખેરૂ ઉડી ગયો.

ને ગામમાંથી પછી તો સામાન મંગાવી, બ્હેને ભાઇને અગ્નિ સંસ્કાર કરાવ્યો. મશાલોનાં અજવાળે ઘરેણાં એકઠાં કરાવી શેઠનો પુત્ર ગમગીન ચ્હેરે ચીતા પાસે ઉભો રહિ, શેઠાણી સામે જોઇ રહ્યો.

ચંપાના શોકથી છવાયેલા ચ્હેરા ઉપર તેજ ન હતું. એણે બળી રહેલી ચીતા ઉપર સ્નેહની છેલ્લી અમી ઝરતી

દ્રષ્ટિ નાખીને એના કકળતા હૃદયમાંથી ઉંડાણેથી સ્વર નીકળ્યાં. “ પ્રભુ ! આટલા માટેજ આને જીવાડેલો ? ”

ને શેઠ ચમક્યા. શેઠાણીએ બાળપણાની વાત કહી. ને શેઠનું હૈયું ધ્રુજી ઉઠયું. પાસે ઉભેલા બીજા માણુસોએ પણુ એ અશ્રુઓ પાડ્યાં.

ને આજ પણુ એ વળાવીયાનો પાળીઓ ધાર ઉપર શીયાળાની ઠંડી, ઉનાળાનો તડકો ચોમાસાની વર્ષાની હેલી, અજવાળીયાની ચાંદની અને અંધારીયાની અંધારી ઘોર રાત્રીને સુખ દુ.ખ પેઠે ;સહુન કરતો નીડર બનીને ઉભો ઉભો પોતાના શૌર્યને દર્શાવતાં, સહુમાં નવા પ્રાણુ પૂરે છે.

*

# સતી.

ઉનાળાની ગરમી અને ચોતરફ વાતી લૂને નહિ ગણકારતાં ખરે મધ્યાન એક વેલડું ડુંગર ગાળી સોંસરવું ચાલ્યુ આવતું હતું. આગળ ઘોડા ઉપર બેઠેલો સ્વાર યુવાનીમાં કોઇ કેલૈયાકુંવર જેવો લાગતો એની આંખમાં શૂરાતન ઝળકતું. અને એના અંગે અંગનો બાંધો મોહ પમાડે એવો હતો. પાછળ માફામાં રૂપરૂપનો અવતાર જેવી ગરાસણી માફાનો પડદો ઉંચો કરી સૃષ્ટી સૌંદર્ય નીહાલતી હતી અને કુદરતની એ અનુમકૃતિ જોઇ રાચતી.

બળદો પણ તડકાને લીધે મોઢામાંથી જીભ કાઢી ગયા હતા. અને ગાડાખેડુ ઘડીઘડીમાં કપાળપર આંગળી ફેરવી પરશેવાના ટીપાં ખંખેરી નાખતો. અને બળદનાં પૂછડાં આંબળી જલદી પહોંચવા ઉતાવળ કરતો.

દૂરદૂર ગેરગંભીર વડલો દેખાયો ને સ્વારે ઘોડી મારી મૂકી ઘેઘૂર વડલાની શીતળ છાંયામાં આવતાં ઘોડી થંભી સ્વારને પણ શાન્તી વળી. અને એણે નીચે ઉતરી ઘોડીનો તંગ છોડી નાખ્યો. ઘોડી ઉપરથી દળી ઉતારી નીચે નાખી અને તે ઉપર લાંબો થઇને પડયો.

વેલડું આવ્યું. ઝાડ નીચે બળદોને છોડયા ને ગરાસણી શીતળ છાંયડે નીચે ઉતરી ખેડુત પાસેની વાવમાંથી પાણી ભરી લાવ્યો. દરબારે મોઢે લોટો માંડી પાણી પીધું.

ત્યાં તો બત્રીસે કોઠે દીવા થઇ જાય એવો ઠંડો શેરડો પડયો. દુ:ખી મનુષ્યને સુખ મળતાં આનંદ થાય એમ આ તૃષાતુર અને શ્રમીત મુસાફરોને પાણી અને શીતળતા મળવાથી નવું જીવન મળ્યું હોય એટલો હર્ષ થયો.

સૃષ્ટીનું સૌંદર્ય નિહાલવામાં ગુલતાન બનેલું એ જોડું આનંદમાં તલ્લીન હતું તેવામાં તેમની નજર પાસે ઉભી કરેલી ખાંભી તરફ ગઇ. ઉપર સતીનો હાથ ચીતરેલો.

"કોઇ સતીનો પાળીઓ લાગે છે." દરબારે પાળીઆ તરફ જોઈ કહ્યું.

"જૂઓને બાપુ, હાથ કોર્યો છે!" એ ખેડુએ સતીના પાળીઆની નીશાની બતાવી. ગાડાવાળો એ દરબારનો ખેડુ હતો.

"વાહ! ધન્ય છે........" દરબારથી બોલાઇ ગયું.

"બાપુ! સળગી મરવું રમત વાત છે ?" ખેડુ તો સતીની વાતો ઉપર ફીદા હતો.

ને પાછળ બેઠેલી ગરાસણી ખડખડ હસી પડી. "એમ સતી થવાતું હશે!"

દરબાર ચોંકયા. ગાડાખેડુ ભોંઠો પડયો. પણ એ તો ગરીબ વસ્તી. એની શી મગદુર કે કાંઈ બોલી શકે.

પણ દરબારને કાંઈક અપમાન લાગ્યું. એમણે પૂછયુ" "ત્યારે સતી કોણ કહેવાય!"

"દરબાર, સતી તો કેટલીક સત ચડેને બળી મરે, એમાં અગ્ની મૂકે, ને કાંઈ અવાજ ન કરે એ તો સહુ સતી કરે.

પણ ધણીના મૃત્યુના સમાચાર સાંભળતાં આ ખોળીયા-માંથી જીવ ઉડાડી દે, એ સતી તે સતી. બીજી બધી વાતું!"

દરબાર, ગરાસણી સામે જોઈ રહ્યા. ગરાસણીના ચ્હેરા ઉપર ઝળહળતું તેજ એમના ઉપર પ્રભાવ પાડતું અને દરબાર સમસમી ઉઠયા. "એવું તે બને!"

"દરબાર, નથી માનતા?"

"ના. એવું તે કાંઇ મનાય!"

"ત્યારે જો જો." કહી ગરાસણી ચૂપ રહી.

"તે જોશું." કહી ગરાસીયે ઉઠી ઘોડીનો તંગ તાણ્યો. ઉપર દળી મૂકીને પલાણ કર્યું.

ખેડુતે બળદ જોડયા ગરાસણી માફામાં બેઠી ને નમતા પહોરના ગામ ભણી ચાલી નીકળ્યા. કોઇ બોલતું નહતું. સૌ પોતપોતાના હ્રુદયમાં એ વાતને ઘોળી રહ્યા હતા.

(૨)

સૂર્યનારાયણ રાશવા ચઢયા હતા. પાડોશમાં થતી છાશોનાં વલોણાના અવાજ હજુ સંભળાતા હતા. બે ગામનો ગરાસીયો દરબાર પોતાના સોબતી સાથે શીકારે ગયો હતો. અને ગરાસણી શીરામણી વેળા થઇ ગઇ હોવાથી રાહ જોઇને બેઠી હતી ત્યાં એક માણસ હાથમાં દરબારની પછેડી લઇને આવ્યો, એણે આવતાંજ લોહી નીતરતી પછેડી ઓશરીમાં પછાડીને ગમગીન ચ્હેરે ઓશરીના પગથીયાં ઉપર ચડતાં ચડતાં આંખમાંથી અશ્રુઓનાં બે ટીપાં પાડયાં.

" રામા ! શું છે ? " કહેતાં ગરાસણી ઉઠયાં ને પાસે આવ્યાં.

" દર....બા.—" રામો બોલી શકયો નહિ ને પછેડી તરફ આંગળી ચીંધી.

બાઇએ પછેડી તરફ જોયું ને હૈયામાં ખળભળાટ થયો. એણે છાતીએ હાથ મૂકયો. પણ નિરવ શાન્તી એને જણાઈ. ગમગીન બનેલો બાઇનો ચ્હેરો કીલકીલાટ કરતો ખીલી ઉઠયો. એના હૃદયમાં ધ્રાસકો પડયો નહિ. એ બોલી. " રામા ! આ શું ? "

" દરબાર....પડયા...." મહામુશીબતે જાણે એ બોલતો હોય એમ એણે કર્યું.

તને કોણે મોકલ્યો છે ? " બાઇએ જરા લાલ આંખ કરીને પૂછયું.

" કોઇએ નહિ. મારાથી દરબારનું મોત જોવાયું નહિ. સાવજે ઝપટ મારીને એમને ઘોડેથી પછાડયા અમે પહોંચીયે ત્યાંતો દરબારે ગામતરૂં કર્યું. ને સાવજ ભાગ્યો. ને હું પછેડી લઇને તમને ખબર દેવા આવ્યો " બાઈ વાત સાંભળી સ્તબ્ધ બની. ફરી એણે છાતીએ હાથ મૂકયો પણ ત્યાં કાંઈ એને ભાવિ અમંગળ શંકાના ભણકારા જણાયા નહિ.

રામા ઉપર એને શંકા આવી. રામાની આંખમાં ખરા શોકને બદલે કૃત્રિમ દીલગીરી દેખાતી, હૃદયના ખળભળાટને બદલે શાન્ત દીલ જોયું, ને આવા કટોકટીના પ્રસંગે

રામો દરબારને રેઢા ન મૂકે એ રામાની સ્થીરતા જોઈ ગરાસણીની શંકા મજબુત થઇ. એણે એક વિકટ હાસ્ય કર્યું અને કહ્યું. “રામા! ગરાસણી એમ ન છેતરાય. જા તારા દરબારને કહેજે કે ગરાસણી છેતરવી રમત નથી.”

ને રામાને એણે ઉઠાડી ને કાઢી મૂકયો.

ત્યાં ડેલીએ દરબાર દેખાયા. ઘોડીની હણહણાટી સાંભળીને બાઇનું મ્હોં મલકયું. એની આંખો વિજયના ઘેનમાં ગરવી બની.

દરબારે ઘોડીની લગામ રામાને દીધી ને પોતે ઉતરીને ઓરડે આવ્યા.

“દરબાર, એમ કાંઇ પરીક્ષાયું લેવાતી હશે!” રાણીથી પોતાની મશ્કરી સહન ન થઈ.

“પણ તમે કહેતા હતા ને કે મોતની વાત સાંભળતાંજ દેહ તજી દે એ ખરી સતી! તમે તો નહિને!” રાણીથી આ ટોણો સહન ન થયો. પણ કાંઇ બોલી નહિ. વખત વર્તી ગમ ખાઇ ગઇ, ને દરબારને થાળી પીરસી.

જમ્યા એટલે ગુસ્સો શાન્ત થઈ ગયો. ને વાત વીસારે પડી ગઈ.

(૩)

બરાબર મધરાત જામેલી. હાથે હાથ સૂઝે નહિ એવી કાળી ડીબાંગ જેવી રાતના અંધારે ગામમાં બુંગીયો થયો. રીડો ને ચાસકા થવા લાગ્યા. ને દરબારની આંખ ઉઘડી ગઇ. પાસે પડખામાં પડેલી તલવાર ઉપાડીને મ્યાનમાંથી છંડવી હડી કાઢી.

બહારવટીયા અને ગામલોકો વચ્ચે ઝપાઝપી મંડાયેલી. ખેડુતો પાકની મોસમમાં અનાજનાં ડુંડાં લણી લેવાની તડામાર કરતા હોય એમ બન્ને પક્ષ તલવાર રૂપી દાતરડાંથી દુશ્મનોનાં માથાં ઉતારી લેવા મરણીયા થઇને તૂટી પડયા હતા.

ગરાસણી ઉઠીને હાથમાં માળા લીધી. ઘીનો દીવો કર્યો અને પોતે નીચે બેસી ગઇ.

દરબાર મરણીયા થઇને ઝઝૂમતા હતા. એમની પીઠ ઉપર બેચાર ઘા પણ પડયા હતા છતાંય માણસ મરણીયો થઇને તૂટી પડે છે ત્યારે એને ઘાની અસર જરાયે લાગતી નથી. દરબાર મરણીયા થઇને તૂટી પડયા હતા. અર્ધા-કલાકમાં તો એણે ઘાણ કાઢી નાખ્યો. દરબારને ઉપાડીને ઘરે લાવ્યા. ને ખાટલે નાખ્યા.

ગરાસણીતો બેઠી બેઠી માળા ફેરવતી હતી. કોઈનું લક્ષ ત્યાં ન હતું. સહુ દરબાની સારવારમાં પડયું હતું ત્યાં આખાએ ગામની વસ્તી આવીને દરબારના ખાટલા ફરતી વીંટળાઇને બેઠી હતી. અને અંદરો અંદર થતી વાતોનો ઝીણો ગણગણાટ તમરાના તીણા અવાજ પેઠે ચોતરફ પ્રસરતો હતો. એવામાં દરબારને ડચકું આવ્યું. ને એ ગણગણાટને વીંધીને એક તીણો અવાજ મેદની સોંસરવો સંભળાયો "રા....મ..............."

ને સહુનુ ધ્યાન પડદાની ઓથે કોઈના ઓળા જેવું જણાતું તે તરફ ખેંચાયું. હજૂ તો સહુ એ તરફ જૂએ

ન જૂએ ત્યાં તો "જે અં......એ........" નો પ્રચંડ અવાજ આવ્યો ને બાઈનું શરીર સ્થિર થઇ ગયું. આ બાજુ ખાટલામાં જૂએ તો દરબારનો દેહ ખાલી પડયો હતો. પીંજરામાંથી પોપટ ઉડી ગયો હતો.

દરબારના મિત્રોને જૂની સ્મૃતિ તાજી થઇ. એ તરત દોડયા. પડદો ખેંચ્યો ને જૂએ તો બાઇનું શરીર–શબ બની ગયું હતું. એના ચ્હેરા ઉપર પવિત્ર તેજ પથરાયું હતું.

"ખરી સતી તે આનું નામ!" પાસે ઉભેલા એકના મુખમાંથી નીકળી ગયું.

ને પાસે ઉભો ઉભો રડતો રામો બોલ્યો." દરબાર! ચાર વર્ષ પહેલાં એક દિવસ દરબારને એમણે એમજ કહેલું કે "સતી તો ધણીનું મૃત્યુ જાણતાં જીવ આપી દે."

"હા પણ સતી મશ્કરી સહન કરી ન શકે. એની મશ્કરીનું આ ફળ છે." કહી બીજાએ પેલી વાતની યાદી આપી. પણ પછી તો "મૂઇ ભેંસના મોટા ડોળા."

સતી અને દરબારની સ્મશાન યાત્રામાં ગામની વસ્તી ઉભરાઇ. અને પોતાનાં પ્રજાપ્રેમની છેલ્લી અંજલી એમણે ત્યાં રેડી.

ગામને પાદર હજુએ સતાનો પાળીયો એની ખ્યાતિ સ્વરૂપે વિરાજતો, અખંડ સતીત્વની યાદ આપે છે. ને આવતા જતા હજારો મુસાફરો સતીને મસ્તક નમાવી નમે છે.

*

# ૯ નવી વાતો.

પાકું સોનેરી પુઠું

લેખક:

રા. રા. જદુરાય હુ. ખંધડીઆ.

કિમ્મત રૂ. ૧-૮-૦

અનુક્રમણિકા.

# કામદાર

ઉન્હાળાની એક સાંજે નમતા પહોરે રોજીદ અને ઉંચડી વચ્ચેની કાટમાં થઇને ખભે એક પોટલી લટકાવી સાઠેક વર્ષના ડોસા હાથમાં લાકડીને પકડી આગળ ચાલ્યા જતા હતા. પ્રચંડ કાયા. મજબૂત બાહુ અને ભવ્ય લલાટથી તે કોઇ તેજસ્વી પુરૂષ લાગતા હતા. એમની આંખોમાં પોતાના જોર ઉપર બાંધેલ મદારની નિશ્ચલતા અને જલદી ઘેર પહોંચવાની ઉતાવળ પગની ઝડપથી સ્પષ્ટ દેખાતાં હતાં નમતા સૂર્યને તડકે ઓછી ગરમીમાં નાનાં હરણાં ખેતરોમાં ચરતાં હતાં. અને કાંટા વચ્ચેના માર્ગમાં એ એકલા મુસાફર આગળ વધતા જતા હતા.

ઉંચડી દૂર દૂર દેખાયું તળાવની પાળ ઉપર, હનુમામાનની દેરીની ધજા સ્પષ્ટ તરવરવા લાગી અને હે ખાંડીયા હનુમાન શ્રદ્ધામાં લીન બનેલા ડોસા એનું ચિંત્વન કરતા આગળ વધ્યે જતા હતા. તેવામાં તલાવડી આવી. ને ડોસા પાળે ચઢયા. તે દૂરના ખેતરમાંથી ખભે ડાંગ મૂકીને હડી કાઢી ધસ્યા આવતા કોળીને જોયો.

ને એમણે પગ જરા ઉતાવળે ઉપાડયા. ત્યાં તો એણે આડે માર્ગેથી ઉતરી રસ્તો રોકયો.

“મૂકી દે?” એણે પોતાનું મુખ છુપાવી ગળામાંથી

ઘોઘરો અવાજ કાઢી ત્રાડ નાખી. ને ખભે મૂકેલી ડાંગ ઉંચી તોળી.

ડોસા કાંઇ ગાંજ્યા જાય એમ ન હતા. એવા તો એમણે કેટલાય જોઇ નાખ્યા હતા. એમના હાથમાંની ડાંગ એમણે પણ તોળી ને પેલા લુંટારાની ડાંગ પડે તે પહેલાં એમની ડાંગ નીચે પડી ને બન્નેની લાકડીઓ એક બીજા સાથે અથડાઇ હાથમાંથી છૂટી ગઈ.

ડોસા દોડીને એને ગળે વળગી ગયા ને પછી તો બથંબથા શરૂ થઈ. એમના હાડ લોઢા જેવા મજબૂત હતા. ગામડાની સ્વચ્છ હવા, ભગરી ભેંસોનાં દૂધ અને જારબાજરાના મોટા રોટલા તથા દેશી ગોળખાઇને એમનાં શરીર લોખંડી બન્યાં હતાં બન્ને મજબૂત શરીરવાળા યોદ્ધા હતા કોઇ કોઇને મચક આપે એમ ન હતું. પણ યુવાન લુંટારો જીવ ઉપર આવી ગયો હતો એણે આંચકો માર્યોને ડોસાને નીચે પછાડયા.

'ભાંગ્યું તોય ભરૂચ.' એ કહેવત મુજબ ડોસા વૃદ્ધ હતા છતાંય યોદ્ધા હતા. એમણે સઘળું બળ એકઠું કર્યું. ને આંચકો મારી એ લુંટારાને નીચે પાડી પોતે પીઠ ઉપર ચડી બેઠો. પણ ડોસાને શ્વાસ ભરાઇ આવ્યો. ને ધમણ પેઠે ફેફસાં ફૂલી જઇ નસકોરામાંથી પવનના સૂસવાટા બોલવા લાગ્યા. લુંટારે વખત વર્ત્યો અને પોતાના સઘળા બળથી ઉમળકો મારી ડોસાને પોતાના શરીર ઉપરથી ઉથલાવી પાડ્યા. ને પોતે ઉપર ચડી બેસીને ભેટમાં ખોસેલો છરો કાઢયો.

હથીયાર જોઇ ડોસા કંપી ઉઠયા. એમના કાયામાં ભયની કંપારી આવી ગઈ. વૃદ્ધાવસ્થા અને હથીયાર વગર પોતાને આ પાપી લુંટારો અધવચ્ચે, અકાળે મારી નાખશે એ વિચારે એમનું મસ્તક ફરવા લાગ્યું. એમણે જીવવાની હામ છોડી ને છેવટનું બળ અજમાવ્યું.

એકજ ઉમળકો માર્યો ને પોતાને ગળે ધરતો લુંટારો છરાને અજમાવે તે પહેલાં તો ઉથલી પડયો ને ડોસાએ ગુસ્સામાં લાલચોળ બની ઉભા થઈને એક પાટું પેલાલુંટારાના મ્હોં ઉપર મારી,

મજબૂત પગની પાટુએ એને છૂંદી નાખ્યો. તમ્મર આવી ગયાં. ને આંખો ચક્કર આવવાથી વિકાળ બની. પણ એ ઉઠે તે પહેલાં તો ડોસાએ પોટલું પડતું મૂકીને મૂઠીઓ વાળીને ઉંચડીને માર્ગે દોટ મૂકી.

લુંટારો ઉઠયો ને પોટલી છોડી અને એ ધ્રૂજી ઉઠયો આતો કામદારનાં લુગડાં ! હવે એ ભયનો માર્યો સાથે ન લઈ જઇ શકયો. પોતાનાં માથે ગુન્હો આવે તે પહેલાં તો એણે એ છુપાવવા પોટલીને તળાવડીના પાણીમાં બોળીને વેજળકાને માર્ગે ઉતાવળાં રસ્તો માપ્યો.

(૨)

ઉંચડીની પાળ ઉંચી હોવાથી અર્ધા ગાઉ સુધી નજર પહોંચે છે. અને ખારો પ્રદેશ હોવાથી ઝાડ પણ ઓછાં હોય એટલે લાંબે સુધી નજર પણ પહોંચે. એટલે એ ડોસા મેરાજ ભાવસાર–એ ધજાને નીશાને પાળ ઉપર દૃષ્ટિ રાખીને

સંધ્યાના આછા અજવાળામાં દોડયે જતા હતા. તેવે વખતે માથે ફાળીચું વીંટીને ઘોડી ઉપર બેઠેલા એક સ્વાર તળાવના પાણીમાં ઘોડીને ધમારી પાણી પાઇને પાળને માથે ચઢયા. એમની ચકોર આંખ્યો ભવ્ય લલાટ ને મજબૂત બાહુ શૂરવીરને પણ ડઘાવી દે એવા પ્રભાવશાળી હતાં. એમની તેજસ્વી દૃષ્ટિ તલાવડીને માર્ગે ગઇને દોડયા આવતા મુસાફરને જોયો એ જોઈ રહ્યા. "કોણ દોડયું આવતું હશે?"

જેમ જેમ આવનાર દોડયા આવે ને નજીક આવતા જાય તેમ તેમ દરવાનનું લોહી તપતું જાય એમની ગર્વિષ્ટ છાતી ફૂલાતી તેમાં કાંઇ અકથ્ય દુઃખ થયું પોતાની રૈયતને રંજાડનાર કોઈ હરામ ખોરની શંકા–ગંધ એમને આવી એ દુઃખી મનુષ્યની સહાયે પોતાની ઘોડી ફેંકી.

એ ડોસા તો ભયભીત બનેલા એટલે આંખો બંધ કરીને આડું અવળું જોયા વગર દોડયા આવતા હતા. પગ જોરમાં ઉપડતો નહિ. પણ જીવ બચાવવાની ઉતાવળમાં ધૂળ ઉડતી આવતી. ભાંગેલ પગે ને ધ્રુજતે શરીરે એ ઘોડીની લગોલગ આવ્યા ને દરબારે ત્રાડ મારી પૂછ્યું "કોણ ?"

અચાનક હલ્લાથી ડોસા ઠરી ગયા. ઉંચું જોયું ને દરબારને જોયા "બાપુ...." કહી એ ઘોડી તરફ ધસ્યા.

"કોણ ? કામદાર...." કહી દરબાર નીચે ઉતરી ગયા.

"બાપુ......." ધ્રુજી ઉઠેલા શરીરમાં કંપારી આવી ગઈ. તેમનો સાદ ફાટી ગયો.

"શું છે ?" કહી અગ્ની ઝરતી આંખે દરબારે ઘોડી આગળ આણી .

"મારી નાખ્યો........"

"જસમનીઓ કોળી............" ને દરબાર તરફ એ જોઇ રહ્યા.

દરબારની આંખ ફાટી. એમના અંગે અંગમાં શૌર્ય ઉભરાઇ જતું ચાલ્યું ને લોહી ભાળી યોદ્ધો ચમકે એમ લુંટારાનું નામ સાંભળતાં દરબાર જુધ્ધે ચડેલા યોદ્ધા જેવા વિક્રાળ બની ગયા.

એમણે ઘોડી પલાણી પૂછ્યું "ક્યાં ગયો ?"

"તળાવડી પાસે મળ્યો." કહી એમણે હાથ લાંબો કરી તળાવડીનો માર્ગ દર્શાવ્યો ને આકાશમાં ચંદ્રમાં ચઢયો એની રોશની અમૃત ઠારતી પથરાવા લાગી.

તપી ઉઠેલા દરબારને એ રોશની શાંત કરી શકી નહિ: પાણીપંથી ઘોડીએ ફાળો ભરવા માંડી ને જાણે ઉડતી હોય એમ ઘોડી ફાળો ભરતી તળાવડીએ પહોંચી પણ ત્યાં તો બધુ શાન્ત હતું મારામારી થયેલી તેના ચિન્હો દેખાતાં એક બાજુ ડોસાની પાઘડી ને બીજી તરફ લાકડી પડેલી જોઇને દરબારની આંખ વધુ ક્રોધી બની. એ તળાવડીની પાળે ચઢયાને ચોતરફ દૃષ્ટિ ફેંકી.

દૂરદૂર એમણે બંદૂકનો અવાજ સાંભળ્યો. ને ઘોડી ચમકી પણ એ તો ઉંચડીના તળાવની પાળે થયેલો અવાજ હતો એમ ચપળ સ્વાર કલ્પી ગયા અને તરતજ એમણે જસમતીયા કોળીના ગામને માર્ગે ઘોડીને ઉડાડી.

ઘડી બે ઘડી માંડ થઇ હશે ત્યાં તો ઉંચડીનો સી-

માડો વળોઓ્યો ને વેજળકાની સીમનાં ખેતરો તરવરવાં લાગ્યા. દૂરદૂર બોકાની બાંધેલો એક પ્રચંડ માણુસ ચાલ્યો જતો એમણે જોયો. શીકારી શીકારને જોતાં જેમ જોરમાં આવી જાય એમ એમણે હર્ષની એક કીકીયારી કરી ને ઘોડીને એડી મારી.

ઘોડી તેની હતી. એ એડી સહન કરી પણ કેમ શકે ? એ ચારે પગે ઉછળીને બે પાટીએ તો પહોંચી ગઈ.

દરબારે ત્રાડપાડી "જસમતીયા...."

ને જસમતીયાના પગ ભાંગી ગયા. એ હાલી શકયો નહિ. ગુન્હો શંક છે ને ! હજારો ગાઉની મુસાફરી કરી શકે. રાતોરાત પચાસ પચાસ ગાઉ માથે તળવો નાખે, સો સો ગાઉ માથે ચોરી કરે, કરાય અને ઘોડી સાથે હરીફાઇમાં ઉતરી શકે એવા મજબુત અને લોખંડી પગ ખીલો થઈ ગયા. એક પગલુંય આગળ ચાલી શકયો નહિ.

એણે દરબારને ઓળખ્યા, ને ત્રાડ સાંભળી બેચાર બીજા ખેડુઓને દોડયા આવતા જસમતીએ જોયા એણે સામેજ યમને દોડયો આવતો જોયો. મૃત્યુ નજીક ભાળ્યું. ને ગુડા ગળી ગયા એ ચૂંકે ચાં કરી શકયો નહિ. ને હાથ જોડયા.

દરબારે કેડે બાંધેલી તલવાર છંડવી ને બહાર કાઢી રાત્રીના અજવાળામાં તલ્વારનો ચમકારો થયો ને એ ધ્રુજી ઉઠયો. "બાપુ......."

ને દરબારે માર મારી ખેડુતોએ એને પકડી લીધો

છરો ઝૂંટવી લીધો ને તેના ફેંટાથી અને પાંચ મોડીએ બાંધીને ઉંચડીને માર્ગે ઉપાડયો.

"બાપુ....મ્હેં ન ઓળખ્યા. હું નથી લાવ્યો" કહી એ કરગરવા લાગ્યો.

"ત્યારે બધુ કયાં મૂકયું ?" કહી દરબાર સામે જોઈ રહ્યા.

"તળાવડીમાં...." કહી એણે તળાવડી ચીંધી.

ને બધા તળાવડીને માર્ગે ચઢયા. પાણીમાં પગ મૂકી જૂએ તો પોટલી અંદર ડુબાડી દીધેલી તાપ ન જીરવાયો ને એ લઈ જવાની હીંમત ચાલી નહિ. ભૂખ્યો માણસ અખાજ ખાય એમ કોઈ લૂંટ નહિ મળવાથી એણે આ કૃત્ય કરેલું પણ એ જીરવવા જેટલી હિંમત એની ચાલી નહિ. અને તેથી એણે એ બધુ પાણીમાં ડુબાવ્યું હતું.

મુદ્દામાલ મળ્યો ને બધા ઉંચડી આવ્યા,

( ૩ )

"બાપુ ! આટલા બધા વર્ષ મેં આપની નોકરી કરી. હવે મને કાંઈક ઈનામ તો આપો." મેરાજ ડોસાએ દરબારને પગે હાથ મૂકી અરજ કરી.

"અત્યારે, મધરાતે ?" દરબારે ઘોડેથી ઉતરતાં કહ્યું.

"હા. બાપુ. અત્યારેજ" કહી ડોસાએ હાથ જોડયા.

"પણ આ જસમતીઓ તને મારનાર..........." કહી દરબારે ડોસાનું ધ્યાન ખેંચ્યું ને મલકાતે મોઢે એ ઓસરી ઉપર ચઢયા. ને ડોસાએ જસમતીયા સામે જોયું. શરમનો

માર્યો જસમતીઓ નીચું જોઈ રહ્યો અને જમીન જગ્યા આપે તો સમાઈ જવા પ્રાર્થના કરતો હતો.

ડોસાના મન ઉપર લાગણી થઇ આવી. ઘડી પહેલાં જે જસમતીયાને પકડવાના ઈનામની માગણી કરવાના હતા તે ડોસા હવે વેરને બદલે વેર લેવાના વિચારને તજી વેરી ઉપર ઉદારતા દીપવવાના વિચારો એના મનોરાજ્યમાં ગોઠવવા લાગ્યા.

દરબારે ઉતારાની ઓસરી ઉપર ચઢી મ્હોં ધોયું ને ગાદી ઉપર બેસી કામદારને બોલાવ્યા "કાં મેરાજ કામદાર."

"બાપુ........એક અરજ છે."

"શી ?"

" આ જસમતીયાને છોડી મૂકો."

"હેં........!" દરબાર સામે જોઇ રહ્યા.

"હા. બાપુ. મારી એ અરજ છે."

"બાપુ, એતો તમારી ફરજ હતી. હવે મારી ફરજ છે કે વૈરી ઉપર ઉદાર થઇ એને સદાને માટે ઉંધુ ઘાલતો કરી નાખવો. **क्षमा वीरस्य भूषणम्** એ આપ કાં ભૂલી જાવ છો ?"

ને દરબારના હાથ શીક્ષા કરવા તલ પાપડ થઇ રહ્યા હતા. તે કામદારની ઉદાર અને દીર્ઘ દૃષ્ટિથી હર્ષમાં ઉઠયા ને કામદારના હાથ પોતાના હાથમાં ઝાલી કહ્યું "કામદાર ! તમારા જેવા માણસો અમારા ગામનાં નાક છે."

"બાપુ! દુશ્મનો ઉભા કરવા કરતાં દુશ્મનોને શરમાવવા અને ઉદારતા દાખવવી એ ઉત્તમ રાજ નીતિ છે."

"પણ શત્રુઓને ઉગતાં ડાબી દેવા એ રાજનીતિનું સૂત્ર ખોટું હશે ?"

"રોગ અને શત્રુને ઉગતાં દાબવા એ સૂત્ર તો સાચું છે પણ એને ઉશ્કેરીને દાબવા નહિ."

"ત્યારે ?" દરબારની આંખો જીજ્ઞાસામાં લંબાઇ.

"એમને શીતળ જળથી છાંટીને દાબવા."

"એટલે ?"

"રોગને ઔષધથી અને શત્રુને પંજો બતાવી ઉદાર દૃષ્ટિથી એને હંમેશનો ઓશીઆળો બનાવી દેવો એ ઉત્તમ લક્ષણો છે." કહી કામદારે હાથ જોડયા ને જસમતીયા તરફ જોયું.

યમદૂત સરખો જસમતીઓ કોળી શરમનો માર્યો નીચું જોઇ ગયો અને એની આંખમાંથી આંસુઓનાં ટીપાં ખરી પડયાં. પસ્તાવો એના ચ્હેરા ઉપર એકે એક રેખામાં સ્પષ્ટ દેખાયો હતો ને દિવાના આછા અજવાળામાં એ ચ્હેરા ઉપર ગ્લાની સ્પષ્ટ તરવરતી હતી.

દરબાર ઉઠે તે પહેલાં કામદાર ઉઠયા. એને છોડયો ને પીઠ થાબડી કહ્યું "હવે કદી આવું ન કરીશ જા બાપુને પગે પડી માફી માગ."

જસમતીઓ દોડીને બાપુને પગે પડયો. ને ત્યાંથી દોડી કામદારના પગમાં માથું ઝૂકાવ્યું. આસુંઓથી પગ

પખાળ્યા ને સાચા અંતઃકરણથી પ્રતિજ્ઞા કરી કે "હવે કોઇ દિવસ લુંટ નહિ કરૂ."

પસ્તાવાથી પવિત્ર બનેલો જસમતીઓ કામદારની ઉદારતાથી જીવન ધન પાછું મેળવી પોતાને રસ્તે વળ્યો. ઘડી પહેલાંની ગ્લાની અને વૈર લેવાના વિચારે ઉભરાતો લુંટારો, પરવશ પડેલો હોવાથી છૂટવાની તક શોધતો હતો તે ઉદારતાના પવિત્ર જળમાં ન્હાતો અપવિત્ર વિચારો તજી સદ્‌માર્ગે ચઢયો.

"હા પસ્તાવો વિપુળ ઝરણું સ્વર્ગથા ઉતર્યું છે.

પાપી તેમાં ડૂબકી દઇને પુન્યશાળી બને છે. "

